જાગુષ્ટે પુસ્તકાલયનું

## ચૈત્ર સં. ૧૯૭૬ શાકે ૧૮૪૧ નું

# ભવિષ્યફળ.

કે જેમાં

રૂ, સુતર, અફીણ, ચાંદી, ઘઉં, સરસવ, અળસી, ઘી, ગોળ, તલ, તેલ વિગેરે દરેક વ્યાપારી વસ્તુઓના ભાવોની તેજીમંદી ઉપરાંત વર્ષાદનો વર્તારો અને સુકાળ દુકાળનો નિર્ણય પણ દર્શાવ્યો છે.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

---

શ્રી 'ભાગ્યોદય' પ્રીન્ટીંગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કિંમત રૂ. ૦-૪-૦.

જાગુષ્ટે પુસ્તકાલયનું

## ચૈત્ર સં. ૧૯૭૬ શાકે ૧૮૪૧ નું

# ભવિષ્યફળ.

કે જેમાં

રૂ, સુતર, અફીણ, ચાંદી, ઘઊં, સરસવ, અળસી, ઘી,
ગોળ, તલ, તેલ વિગેરે દરેક વ્યાપારી વસ્તુઓના
ભાવોની તેજીમંદી ઉપરાંત વર્ષાદના વર્તારા અને
સુકાળ દુકાળનો નિર્ણય પણ દર્શાવ્યો છે.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

---

શ્રી 'ભાગ્યોદય' પ્રીન્ટીંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કિંમત રૂ. ૦-૪-૦.

# પ્રસ્તાવના.

આજકાલ કરતાં લગભગ દશ વર્ષથી નિયમિત રીતે પ્રગટ થતા આ નાનકડા પરંતુ જનસમાજને અત્યંત ઉપયોગી પુસ્તકની વધારે ઓળખાણ આપવાની હવે કશી જરૂર જો કે રહી નથી, તોપણ એટલું કહેવું અગત્યનું છે કે કેટલીએક વ્યાપારી ચીજોની તેજી મંદી તેમજ બીજી અત્યંત આવશ્યકીય બાબતોના વર્તારા સંબંધી આ વર્ષમાં ખાસ લક્ષપૂર્વક વિશેષ પ્રયત્ન કરવામાં આવ્યો છે, જે તેના વાંચકોને હમેશના કરતાં વિશેષ લાભદાયી નીવડશેજ એવી આશા રાખવામાં આવે છે. એજ સુજ્ઞેષુના કિમ્ બહુના.

॥ ॐ श्री ॥

શાકે ૧૮૪૧

## ચૈત્રી સંવત ૧૯૭૬ની સાલનું

# ભવિષ્યફળ.

चैत्रे पुण्यमये वसंत समये नव्यं फलं वार्षिकम् ॥
नित्यंय शृणु याद्घौघदलनं चायुर्यशः श्रीकरम् ॥
वेधा विष्णु हरौरवीन्दु महीजा सौम्यो गुरु भार्गवो ॥
मंदोऽगुसशिखिश्च शत्रु दलनं कुर्वन्तु सर्वे ग्रहाः ॥

## अथ वर्ष प्रवेश लग्न चक्रम्ः॥



વર્ષ પ્રવેશ લગ્નનું ફળ—આ સાલ વર્ષ પ્રવેશ સમયે મકર રાશિનું લગ્ન છે, તેથી તેની અસર દક્ષિણ તરફના દેશોમાં વિશેષ થશે. લગ્ન કુંડળીમાં મંગળ, સૂર્ય, રાહુ, બુધ અને શનિ એ ગ્રહો ઇશાન, નૈઋત્ય અને અગ્નિ ખૂણા તરફ ખગોળમાં ભ્રમણ કરે છે. જેથી તે તરફના દેશો ઉપર ઘણી જ ખરાબ અસર થશે અને તેથી ત્યાં આગળ વસતાં મનુષ્યોને વિવિધ પ્રકારની વિપત્તિઓ વેઠવી પડશે. પશ્ચિમ દિશામાં સુખ, શાન્તિ સ્થાપન થશે. પૂર્વમાં અણધાર્યો લાભ પ્રાપ્ત થશે. ઉત્તરમાં ઉત્તમ રીતે પાક થશે અને દક્ષિણમાં સુકાળ રહેશે. પરંતુ બળીઆ, કોલેરા, ત્રિદોષ, તાવ, મરકી વિગેરે ઉપદ્રવો અવાર નવાર બધા દેશમાં ચાલુ રહેશે. વર્ષાદ ઠીક થવાથી ઢોરને ઘાસ ચારાની તાણ દુર થશે. પરંતુ આ વર્ષમાં અનેક ખપ્પર યોગ છે અને વળી વર્ષનો રાજા મંગળ છે, જેથી માણસો એકાએક માંદા પડશે અને વધારે વખત સુધી પીડા નહિ કરતાં એકદમ પ્રાણ લે એવો કોઈ વિચિત્ર રોગ મનુષ્યો તેમજ પશુઓમાં ફાટી નીકળશે. આ રોગ ઉપર કોઈ પણ ઔષધિ ઉપચાર લાગુ પડશે નહિ, પરંતુ હવન, હોમ અને બ્રહ્મભોજનથી જ તેની શાન્તિ થશે. વ્યાપારી ચીજોના ભાવોમાં વારંવાર વધઘટ થશે, અને તેથી કેટલાએક વ્યાપારીઓને ખાસ લાભ તો કેટલાએકને ખાસ નુકશાન થશે.

સંવતર્સરનું ફળ—આ વર્ષમાં શાક ઉપરથી ગણતાં સિદ્ધાર્થી અને સંવત ઉપરથી ગણતાં પ્રજાપતિ નામનો સંવતસર છે તેનું ફળ એવું છે કેઃ—

**सिद्धार्थ वत्सरे भूयो ज्ञान वैराग्ययुक् प्रजाः ॥**

**सकला वसुधाभाति बहु सस्यार्घ वृष्टिभिः ॥**

न चलन्त्यखिलालोकाः स्वस्वमार्गात्कथंचन ॥
अब्दे प्रजापतेनूंनं बहुसस्यार्थ वृष्टयः ॥

સિદ્ધાર્થ સંવત્સરમાં પ્રજા જ્ઞાન અને વૈરાગ્યયુક્ત થાય, વર્ષાદથી બધી પૃથિવિ સારી રીતે શોભાયમાન થાય અને અનાજની ઉત્પત્તિ ઉત્તમ રીતે થાય.

પ્રજાપતિ સંવત્સરમાં લોકો પોતાની મર્યાદાને યત્કિંચિત પણ ત્યાગ કરે નહિ, ખેતીવાડી તેમજ વર્ષાદ સારી પેઠે થાય, પરંતુ આસો મહીનામાં રોગોત્પત્તિ વિશેષ થાય. ચૈત્ર, વૈશાખમાં પણ લોક પીડાય, જેઠ, આષાઢમાં સખ્ત પવન ફુંકાય, શ્રાવણમાં ત્રણ દિવસ મહા વર્ષા થાય, ભાદરવામાં ખંડ વૃષ્ટિ થાય.

વર્ષના રાજાનું ફળ—આ વર્ષનો રાજા મંગળ છે, જેથી અગ્નિ અને ચોરનો ભય, રાજાઓમાં વિગ્રહ, અને પ્રજામાં રોગ ફેલાય, પરંતુ વૃષ્ટિ શીઘ્ર થાય.

મંત્રીનું ફળ—વર્ષનો પ્રધાન રવી છે, જેથી દેશમાં રોગોત્પત્તિ વિશેષ થાય, રસકસ અને અનાજ મોંઘાં વેચાય, અને સારાં મનુષ્યોને કષ્ટ થાય.

ચોમાસુ અનાજનું ફળ—આગોત્તર અનાજનો સ્વામિ બુધ છે જેથી વૃષ્ટિ સારી થઇ ચોમાસું અનાજ પુષ્કળ પાકે.

શિયાળું અનાજનું ફળ—પાછલા ધાન્યનો સ્વામી ચંદ્ર છે, જેથા રાજા પ્રજા ધન, ધાન્યથી યુક્ત થાય, ફળ, ફુલ સારી રીતે પેદા થાય.

આર્દ્રા નક્ષત્રનું ફળ—આ નક્ષત્ર રાત્રિએ બેસે છે, જેથા જેઠ

વદી ૮ થી આષાઢ સુદી ૮ ) સુધીમાં સર્વે સ્થળે મન માનતો વર્ષાદ થાય.

રોહિણી નક્ષત્રનું ફળ--આ નક્ષત્ર સંધિ ઉપર પડેલું છે, જેથી કેટલાએક દેશોમાં ખંડ વૃષ્ટિ થાય.

દેશ વિશેષે ફળ--પંજાબ, કાઠીઆવાડ અને વરાડ પ્રાંતમાં વર્ષના રાજાનું ફળ મળશે, કલિંગ દેશમાં મંત્રિનું ફળ મળશે. ગુજરાત અને કાબુલમાં ધાન્યના પતિનું ફળ મળશે. વિંધ્યાચળથી દક્ષિણના દેશોમાં આર્દ્રા નક્ષત્રનું ફળ મળશે અને બધા દેશોમાં સંવત્સરનું ફળ મળશે.

આ પ્રમાણે આખા વર્ષનું સામાન્ય ફળ છે, પરંતુ હવે દરેક માસવાર વિશેષ ફળનો પૃથક્ પૃથક્ વિચાર કરીએ.

---

## ચૈત્ર મહીનાનું ફળ.

**ચૈત્ર સુદી ૧ તા. ૧-૪-૧૯ મંગળવાર છે**, જેથી મધ્યમ-વર્ષ નીકળે, રેવતી નક્ષત્ર છે જેથી વર્ષાદ સારો થાય, નક્ષત્રની ઘડીઓ તિથિ કરતાં વધારે છે જેથી અનાજની છત થાય, આ દિવસે જો વાદળાં થાય તો વર્ષ નઠારૂં નીવડે.

**ચૈત્ર સુદી ૨ તા. ૨-૪-૧૯ બુધવાર છે**—અને ચંદ્ર દર્શન થાય છે જેથી વીસ દિવસમાં રૂના ભાવમાં મંદી થાય, અને ચાંદીના ભાવમાં તેજી રૂપે વધઘટ થાય.

આ દીવસે સાયંકાળે ચંદ્રમા જો સફેદ રંગનાં વાદળાંઓમાં અદ્રશ્ય થઇને અસ્ત થયેલો માલમ પડે તો જાણવું કે આ વર્ષમાં રૂ, કપા-

સ વિગેરે કાપડ બનાવવાની વસ્તુઓના ભાવમાં ઘટાડો થશે. પરંતુ ચંદ્રબિંબ જો છેક અસ્તકાળ સુધી પીળા રંગનાં વાદળાંથી ઢંકાઇ રહે તો જાણવું કે રૂના ભાવ ઘણાજ વધી જશે. વળી જો બિંબ લાલ રંગનાં વાદળાંઓમાં અદ્રશ્ય થયેલું માલમ પડે તો જાણવું કે ઘઉંના ભાવમાં ધીમે ધીમે વધારો થશે. ચંદ્રનું બિંબ જો ઝાંખા લાલ રંગનું માલમ પડે તો જાણવું કે તે વર્ષમાં પશુઓ માટે ત્રાસ ઘણું ઉત્પન્ન થશે નહિ. જો એ બિંબ કંકણના જેવા આકારવાળું ગોળ માલમ પડે તો જાણવું કે પ્રાણી માત્રને ઘણું કષ્ટ સહન કરવું પડશે. જો એ બિંબનો માત્ર ઉત્તર તરફનોજ થોડો ભાગ દેખાય તો જાણવું કે તે વર્ષમાં મરકી, ઇન્ફ્લ્યુએન્ઝા વિગેરે ત્રાસદાયક રોગોનો ઉપદ્રવ થશે. જો ઉત્તર અને દક્ષિણ એ બન્ને તરફ સરખું બિંબ માલમ પડે તો ગોળ, ખાંડ, ઘી વીગેરે રસ, કસની કિંમતમાં ઘણો ઘટાડો થશે, અને એ બિંબ માત્ર દક્ષિણ દિશા તરફનું જોવામાં આવે તો જાણવું કે અનાજની કીંમત ઘણીજ વધી જશે.

**ચૈત્ર સુદી ૫ તા. ૫-૪-૧૯ શનીવાર**—આ દિવસે રાત્રે ચંદ્રમા રોહિણીની ગાડીની પાછળ રહેશે અને તેથી અનાજ વિગેરેના ભાવમાં ઘટાડો થશે.

આ પાંચમનો ચંદ્રમા નિર્મળો હોય તો સુકાળ જાણવો, પરંતુ જો વાદળ, વીજળી અને ગાજવીજ થાય તો અસાડ મહિનો કોરો સમજવો. વળી જો ચારે દિશાઓનો પવન ફુંકાય તો ઘઉંનો સંગ્રહ કરી રાખવો. જે શ્રાવણ માસમાં બમણે ભાવે વેચાશે.

**ચૈત્ર સુદી ૭ તા. ૭-૪-૧૯ સોમવાર**—કૃતિકા નક્ષત્રનો શુક્ર થાય છે, જેથી અનાજના ભાવમાં ઘટાડો થાય.

ચૈત્ર સુદી ૧૦ તા. ૧૦–૪–૧૯ ગુરૂવાર—વૃષભ રાશિનો શુક્ર થાય છે, જેથી એક માસમાં ધાન્ય, ચંદન, કપાસ અને કાપડના ભાવમાં વધઘટ થાય, અફીણના ભાવમાં ૭૫) ટકાની વધઘટ તથા ચાંદીના ભાવમાં પણ ફેરફાર થાય.

ચૈત્ર સુદી ૧૩ તા. ૧૩–૪–૧૯ રવીવાર—મેષ સંક્રાન્તિનો સૂર્ય થાય છે, જેથી ઘઉં, ચણા, દાંત, મજીઠ, કેસર, તેલ, સિંદુર વિગેરે મોંઘાં થાય. ઢોરોનું મરણ પ્રમાણ વધે.

ચૈત્ર વદી ૫ તા. ૨૦–૪–૧૯ રવીવાર—બુધનો પૂર્વમાં ઉદય થાય છે, જેથી રૂના ભાવમાં કંઇક મંદી થઇને પાછી દશ ટકા તેજી થાય. અનાજના ભાવમાં વધઘટ થાય, ચાંદીમાં વધાઘટી થઇ સાધારણ તેજી થાય, અફીણમાં મંદી થઇ પાછી તેજી થાય.

ચૈત્ર વદી ૮ તા. ૨૩–૪–૧૯ બુધવાર—બુધમાર્ગી થાય છે, જેથી છ દિવસમાં અફીણ અને અનાજના ભાવ તેજ થાય, રૂ, ઘી; અને ગોળનો ભાવ કંઇક નરમ પડે. મોલોના શેરોના ભાવમાં વધઘટ થાય, ચાંદીનો ભાવ વધઘટ થઇને તેજી થાય.

ચૈત્ર વદી ૧૨ તા. ૨૭–૪–૧૯ રવીવાર—ભરણી મહા નક્ષત્રનો સૂર્ય થાય છે, જેથી અનાજ, મરીઆં, કરીઆણું વિગેરેના ભાવમાં વધારો થાય.

ચૈત્ર વદી ૩૦ તા. ૩૦–૪–૧૯ બુધવાર—શની માર્ગી થાય છે, જેથી અફીણના ભાવમાં ઘટાડો થાય, રૂના ભાવમાં વધારો કે ઘટાડો થાય, ચાંદીના ભાવમાં પણ ફરક પડે.

આખા મહિનામાં જુદાં જુદાં ફળો ઉપરથી એકંદર સારાંશ— આ મહિનામાં ચોખા, ચોળા, અડદ, મગ, તુવેર, મકાઇ, જુવાર,

બાજરી, મઠ, સીંગોડાં, ગોળ, સાકર, ઘી, સુતર, રૂ, કપાસીઆ, હળદર, મરચાં વિગેરેનો ભાવ વધઘટ થઇ આખરે તેજી ઉપર રહેશે અને ઘઉં, ચણા, જવ, વટાણા, મસુર, ડાંગર, સરસવ, લસણ, અફીણ, શીંગ, તલ, તેલ, અળસી, જીરૂં, ધાણા, હરડે, સોનું, રૂપું, કેસર, કપુર, હુંડી, નોટ વિગેરેના ભાવ મંદા રહેશે.

જુદી જુદી રાશીનાં નામ વાળાં મનુષ્યો માટે આ મહીનાનું શુભાશુભ ફળઃ—

મેષ રાશિ નામવાળાં મનુષ્યોને—આ મહિનામાં કંઇક અણધાર્યું ખર્ચ કરવું પડે, વ્યાપાર ઉદ્યોગ મધ્યમ રીતે ચાલે, પોતાની તેમજ બાળકોની પ્રકૃતિ જોઇએ તેવી રહે નહિ, મનમાં ઉદ્વેગ રહ્યાં કરે.

વૃષભ રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ ઠીક ચાલે પરંતુ દ્રવ્ય લાભ મધ્યમ થાય, પોતાની પ્રકૃતિ કંઇક અસ્વસ્થ રહે.

મિથુન રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલે, પોતાની પ્રકૃતિમાં સુધારો થતો જાય, કોર્ટ સંબંધી કાર્યમાં અણધાર્યો લાભ થાય.

કર્ક રાશિવાળાઓને—વ્યાપાર રોજગાર જોઇએ તેવો ચાલે નહિ, એકાએક પ્રવાસ કરવો પડે, સર્વેની પ્રકૃતિ સહેજસાજ બગડે, કોર્ટ સંબંધી કંઇક આફત આવી પડે.

સિંહ રાશીવાળાઓને—વ્યાપાર રોજગાર પાછળથી કંઇક નરમ પડશે. કુટુંબમાં એકાદ મનુષ્યની પ્રકૃતિ સાધારણ રીતે બગડશે.

કન્યા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, દ્રવ્ય લાભ સારો થશે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે, છતાં પણ મનમાં ઉદ્વેગ રહ્યાં કરશે.

તુલા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ પાછળથી સારો ચાલે,

દ્રવ્ય સંબંધી તાણ દુર થાય, બિમાર પડેલાં બાળકોની પ્રકૃતિમાં સુધારો થતો જાય.

વૃશ્ચિક રાશિવાળાઓને--વ્યાપાર ઉદ્યોગ મંદ પડી જાય, પોતાની કિંવા સ્ત્રીની પ્રકૃતિમાં સહેજ બગાડો થાય, અણધાર્યું ખર્ચ આવી પડે.

ધન રાશિવાળાઓને--વ્યાપાર રોજગારમાં દીન પ્રતિદીન લાભ થતો જાય, બધા કુટુંબની પ્રકૃતિ આરોગ્ય રહે, દ્રવ્ય સંબંધી સારો ફાયદો થાય તેમજ નવિન સંતાનનો લાભ થાય.

મકર રાશિવાળાઓને—પ્રવાસ કરવો પડે તેમાં ફાયદો થાય, વ્યાપાર ઉદ્યોગ સારો ચાલે, ઘણા દિવસથી ઉદ્વેગતામાં રહેતા મનને કંઇક શાન્તિ મળે.

કુંભ રાશિવાળાઓને—પ્રવાસ કરવો પડે, પોતાની પ્રકૃતિ જોઇએ તેવી રહે નહિ, વ્યાપાર ઉદ્યોગમાં એકાદ બે ચીજથી કંઇક ફાયદો થાય તો વળી એકાદ વસ્તુના વ્યાપારમાં નુકશાન પણ જાય.

મીન રાશિવાળાઓને--વ્યાપારમાં જોઇએ તેવો નફો મળે, સ્ત્રીને નવિન સંતાન પ્રાપ્ત થાય, વાંઢાના વિવાહની વાતો ચાલે, જેથી મન આનંદમાં રહે, કોર્ટ સંબંધી કાર્યમાં જય મળે.

---

## વૈશાખ માસનું ફળ.

વૈશાખ સુદી ૩ તા. ૧-૫-૧૯ શુક્રવાર—અખાત્રીજ થાય છે અને રોહિણી નક્ષત્ર છે, જેથી સર્વે ધાન્યની નીપજ સારી થાય.

વૈશાખ સુદી ૭ તા. ૬-૫-૧૯ મંગળવાર—મિથુન રાશિનો શુક્ર થાય છે, જેથી રૂના ભાવમાં કંઇક મંદી કરે.

વૈશાખ સુદી ૯ તા. ૮-૫-૧૯ ગુરૂવાર—મેષરાશિનો બુધ થાય છે, જેથી મોતી વિગેરે ઝવેરાત મોંઘાં વેચાય. તલ, તેલ, રૂ વિગેરેના ભાવમાં ઘટાડો થાય.

વૈશાખ સુદી ૧૨ તા. ૧૧-૫-૧૯ રવીવાર—કૃતિકા મહા-નક્ષત્રનો સૂર્ય થાય છે, જેથી જવ, ચણા, સોનું, રૂપું, કલાઇ, સીસું, ત્રાંબુ, પીતળ વિગેરેના ભાવમાં વધારો થાય.

વૈશાખ સુદી ૧૩ તા. ૧૨-૫-૧૯ સોમવાર—કૃતિકાનો મંગળ થાય છે જેથી વીશ દિવસમાં ઘઉંના ભાવમાં તેજી થાય.

વૈશાખ સુદી ૧૫ તા. ૧૪-૫-૧૯ બુધવાર—વૃષભ મહાસંક્રાન્તિનો સૂર્ય થાય છે જેથી રસકસનો ભાવ સામાન્ય રહે, ચૈત્ર વદી ૧ થી આ તિથિ સુધી જે ચીજનો ભાવ મોંઘો હોય તે આગળના મહીનાઓમાં પણ મોંઘો રહે અને જેનો ભાવ સોંઘો હોય તે સોંઘોજ રહે. વળી આ પુનમે પહેલા પહોરે જો વાદળાં થાય તો આષાઢ માસ આકરો જાણવો. બીજા પહોરે વાદળાં થાય તો શ્રાવણ માસ, ત્રીજા પહોરે વાદળાં થાય તો ભાદરવો અને ચોથા પહોરે વાદળાં થાય તો આસો માસ આકરો જાણવો.

વૈશાખ વદી ૧ તા. ૧૫-૫-૧૯ ગુરૂવાર—વૃષભરાશિનો મંગળ થાય છે, જેથી એક મહીનામાં અનાજ, ચંદન, કપાસ, કાપડમાં તેજી થાય, અને અફીણમાં મંદી થાય.

વૈશાખ વદી ૧ તા. ૧૬-૫-૧૯ શુક્રવાર—ભરણી નક્ષત્રનો બુધ થાય છે, જેથી અનાજના ભાવમાં વધારો થાય.

વૈશાખ વદી ૮ તા. ૨૩-૫-૧૯ શુક્રવાર—પુનર્વસુનો શુક્ર થાય છે, જેથી અનાજના ભાવમાં વધારો થાય અને રૂના ભાવમાં ઘટાડો થાય.

વૈશાખ વદી ૯ તા. ૨૪-૫-૧૯ શનિવાર—રોહિણી નક્ષત્રનો સૂર્ય થાય છે, બુધનો પુર્વમાં અસ્ત થાય છે અને કૃતિકાનો બુધ થાય છે જેથી પંદર દિવસની અંદર સરસવનો ભાવ તેજ થાય, સોપારી, મરચાં, સરસવ, રાઇ, હિંગ, તેલ, અને ખજુરના ભાવ તેજ થાય. એક મહીનામાં રૂમાં ૧૦ થી ૧૫ ટકા અને ચાંદીમાં ૧ થી બે ટકા ભાવની વધઘટ થાય, અફીણમાં ૫૦ ટકાની મંદી થાય.

વૈશાખ વદી ૧૩ તા. ૨૭-૫-૧૯ મંગળવાર—વૃષભરાશિનો બુધ થાય છે, જેથી લોકોનાં મન ઉંચાં રહે

આખા મહીનાનાં જુદાં જુદાં ફળો ઉપરથી એકંદર સારાંશઃ- આ મહીનામાં ચોખા, મગ, અડદ, મકાઇ, તુવેર, હળદર, મરચાં, મગફળી, ઘી, કપાસ, રૂ, કપાસીયા, ગોળ, સાકર, ચંદન, કેસર વિગેરેનો ભાવ તેજ રહેશે અને ઘઉં, ચણા, જવ, વટાણા, મસુર, લસણ, સરસવ, અફીણ, અળસી, તેલ, ઉન, રેશમ, મોતી, પશુઓ, હુંડી, નોટ વિગેરેનો ભાવ મંદો રહેશે.

## જુદી જુદી રાશીવાળાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષ રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, દ્રવ્ય લાભ મધ્યમ થશે, સર્વેની પ્રકૃતિ સાધારણ રહેશે.

વૃષભ રાશિવાળાઓને—ધંધોરોજગાર મધ્યમ ચાલશે, પરંતુ અણધાર્યો લાભ થશે, બાળકોની પ્રકૃતિ કંઇક નરમ રહેશે.

મીથુન રાશિવાળાઓને—સખ્ત માંદગી થશે. પરંતુ પરીણામે સારૂં થશે, કુટુંબમાં એકાદ મનુષ્યનું અણધાર્યું લગ્ન થશે.

કર્ક રાશિવાળાઓને—ઉદ્યોગ સારો ચાલશે પરંતુ મન ઉદ્વેગમાં રહ્યા કરશે.

સિંહ રાશિવાળાઓને—દરેક કાર્યમાં વિજય મળશે, હર્ષનાં વાજાં વાગશે.

કન્યા રાશિવાળાઓને—પોતાને માથે કંઈક અપવાદ આવશે, જેથી મન મુઝવણમાં રહ્યાં કરશે.

તુલા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ પ્રથમ મંદ પડી જઇ પાછળથી સારો ચાલશે છતાં દ્રવ્યસંબંધી તાણ ભોગવવી પડશે.

વૃશ્ચિક રાશિવાળાઓને—કોર્ટ સંબંધી આશા છોડેલા કેસમાં ફાયદો થશે, સ્ત્રી તથા બાળકોની પ્રકૃતિ લથડશે પરંતુ જલદી સારી થશે.

ધન રાશિવાળાઓને—ધન સંબંધી તાણ ભોગવવી પડશે, શત્રુ ઉત્પન્ન થશે પરંતુ સત્વર તેનો નાશ થશે.

મકર રાશિવાળાઓને—મનમાં રહેતા ઉદ્વેગની શાન્તિ થશે, નોકર ચાકરની પ્રકૃતિ બગડશે, નવિન સંપત્તિનો લાભ થશે.

કુંભ રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, બાળકોની પ્રકૃતિ સાધારણ રીતે બગડશે, ખોવાયેલી વસ્તુ હાથ આવશે.

મીન રાશિવાળાઓને—નવિન સંતાનનો લાભ થશે, અકસ્માત પ્રવાસ કરવો પડશે, ઉદ્યોગમાં સારો ફાયદો થશે, ભાઇભાંડુની પ્રકૃતિ બરાબર રહેશે નહિ.

## જેઠ માસનું ફળ.

જેઠ સુદી ૧ તા. ૩૦—૫—૧૯ શુક્રવાર છે જેથી આ વર્ષમાં અનાજની પેદાશ સારી થાય.

જેઠ સુદી ૨ તા. ૩૧—૫—૧૯ શનિવાર—અગસ્ત્યનો અસ્ત થાય છે જેથી ચોમાસાનો સારી રીતે આરંભ થાય. વળી આ દિવસે રોહિણીનો મંગળ તથા બુધ થાય છે જેથી સુતર, કપાસ અને કાપડના ભાવમાં વધારો થાય.

જેઠ સુદી ૩ તા. ૧—૬—૧૯ રવીવાર—કર્કરાશિનો શુક્ર થાય છે જેથી ઘઉં, તલ, અડદ, કપાસીયા, સુતર, રૂ વિગેરેના ભાવમાં વધઘટ થાય.

જેઠ સુદી ૯ તા. ૭—૬—૧૯ શનિવાર—મૃગશિર નક્ષત્રનો સુર્ય તથા બુધ થાય છે જેથા વર્ષાદ દરેક સ્થળે સંતોષકારક રીતે થાય, ઘઉં, તલ, અડદના ભાવમાં ઘટાડો થાય.

જેઠ સુદી ૧૪ તા. ૧૨—૬—૧૯ ગુરૂવાર—મીથુન રાશિનો બુધ થાય છે જેથી રૂ તથા સોનાના ભાવમાં વધારો અને ચાંદીના ભાવમાં ઘટાડો થાય.

જેઠ સુદી ૧૫ તા. ૧૩—૬—૧૯ શુક્રવાર—આર્દ્રા નક્ષત્રનો બુધ થાય છે જેથી વાવાઝોડા સાથે વૃષ્ટિ થાય.

જેઠ વદી ૧ તા. ૧૪—૬—૧૯ શનિવાર—મીથુન સંક્રાન્તિનો સૂર્ય થાય છે, જેથી કપાસ, કંદ, મુળ, તલ અને દરેક અનાજના ભાવમાં વધારો થાય. રૂ અને ચાંદીના ભાવમાં ઘટાડો થાય.

જેઠ વદી ૩ તા. ૧૬—૬—૧૯ સોમવાર—આ દિવસે શ્રવણ નક્ષત્ર ઘ. ૫૫ અને પળ ૬ પછી બેસે છે ત્યાંથી માંડીને પાંચ દિવસની અંદર જો વર્ષાદના છાંટા થાય તો તે "શ્રવણ પંચક"માં છાંટા થયા કહેવાય અને તેનું ફળ એવું છે કે વર્ષાદના સંબંધમાં વર્ષ ઉત્તમ નીકળે.

જેઠ વદી ૫ તા. ૧૮–૬–૧૯ બુધવાર—બુધનો પશ્ચિમમાં ઉદય થાય છે, જેથી એક માસમાં રૂમાં ૧૫) ટકાની મંદી થાય, ચાંદીમાં તેજી થાય, અનાજ, ઘી, ગોળ, ચાંદી, કપાસ, તલ, તેલ, એરંડા, સરસવ વિગેરેના ભાવમાં પણ તેજી થાય, અફીણમાં મંદી થાય, રૂમાં ત્રણ દિવસ પહેલાં અથવા તો ત્રણ દિવસ પછી દશ ટકા મંદી થાય.

જેઠ વદી ૮ તા. ૨૧–૬–૧૯ શનિવાર—આર્દ્રા નક્ષત્રનો સૂર્ય થાય છે, તેમજ પુનર્વસુનો બુધ થાય છે જેથી દરેક ચીજના ભાવમાં વધારો થાય.

જેઠ વદી ૯ તા. ૨૨–૬–૧૯ રવીવાર–કર્કરાશીનો ગુરૂ થાય છે જેથા જોકે વર્ષાદની વચ્ચે વચ્ચે તાણ પડે તો પણ એકંદરે વૃષ્ટિ સારી થાય જેથી અનાજ સસ્તું વેચાય, પૂર્વ અને દક્ષિણના દેશોમાં વર્ષાદ વધારે વર્ષે, પશ્ચિમના દેશો સિંધ, વાયવ્ય પ્રાંતો તથા ઉત્તરમાં પશુઓ ઘણાં મરી જાય, તથા વર્ષાદની કંઇક તાણ રહે, સોનું, રૂપું, ત્રાંબુ, રેશમ, મોતી, અનાજ એ ચીજો ચતુરાઇથી વેચવી, મજીઠ અને ધોળું કાપડ સસ્તું થાય, ઘઉં, ચોખા, તેલ, ઘી, મીઠું, સાકર અને અડદનો ભાવ સખ્ત રહે, રેશમ, કાપડ, જાયફળ, લવિંગ, મરીયાં એ ચીજો શિયાળામાં ખરીદી વૈશાખ જેઠમાં વેચવાથી બમણો લાભ થાય, ઘઉં, ચણાની નીપજ ઓછી થાય, કાર્ત્તક મહીનામાં અનાજ ખરીદી લેવું, કેમકે ત્યાર પછી ભાવમાં વધારો થાય.

એકંદર સારાંશ—આ મહીનામાં ઘઉં, તલ, અડદ, કપાસીયા, સુતર, રૂ વિગેરેના ભાવમાં વધઘટ થશે. ઘી, ગોળ, ચાંદી, કપાસ, તલ, તેલ, એરંડા વિગેરેના ભાવમાં વધારો થશે, અને ઘઉં, ચણા

વિગેરેના ભાવમાં કંઇક ઘટાડો થશે, બાજરી, ગુવાર વિગેરેના ભાવ ખાસ તેજ થશે.

## જુદી જુદી રાશીનાં નામવાળાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષ રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, પરંતુ પાછળથી કંઇક નરમ પડશે. નવિન સંતાનનો લાભ થશે. સ્ત્રીની પ્રકૃતિ કંઇક નરમ રહેશે.

વૃષભ રાશિવાળાઓને—ઉદ્યોગ ઠીક ચાલે પરંતુ દ્રવ્ય લાભ મધ્યમ થાય, સર્વેની પ્રકૃતિ સામાન્ય રહે.

મિથુન રાશિવાળાઓને—ઉદ્યોગ જોઇએ તેવો ચાલે નહિ, મનમાં ઉદ્વેગ રહ્યાં કરે, સ્ત્રીની તથા પોતાની પ્રકૃતિ થોડી ઘણી બગડે.

કર્કરાશિવાળાઓને—વ્યાપાર રોજગાર સારો ચાલે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહે પરંતુ કંઇક અણધાર્યું ખર્ચ ભોગવવું પડે.

સિંહ રાશિવાળાઓને—ઉદ્યોગ સારો ચાલે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહે, પૈસા સંબંધી તાણ ભોગવવી પડે નહિ.

કન્યારાશિવાળાઓને—ધંધો રોજગાર ઠીકાઠીક ચાલે, નાણાં સંબંધી જોઇએ તેવી છુટ રહે નહિ, વડીલોની તબીયત જોઇએ તેવી રહે નહિ.

તુલારાશિવાળાઓને—ઉદ્યોગ ધીમો ધીમો પરંતુ સારો ચાલે, દ્રવ્ય લાભ ઠીક થાય, કુટુંબમાં કંઇક ક્લેશ થાય પરંતુ તેનું સમાધાન થાય.

વૃશ્ચિક રાશિવાળાઓને—ધંધો રોજગાર સારો ચાલે, દ્રવ્ય લાભ ઠીક થાય, પોતાની પકૃતિ થોડી ઘણી બગડે, કોર્ટ સંબંધી કાર્યમાં ફાયદો થાય.

ધન રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગમાં અણધાર્યો ફાયદો થાય, સ્ત્રી તથા બાળકોની બગડેલી પ્રકૃતિ સ્વસ્થ થાય.

મકર રાશિવાળાઓને—કુટુંબ તરફની કંઇક વિપત્તિ આવી પડે, ધંધો રોજગાર મધ્યમસર ચાલે, વ્હાલામાં વેર ઉત્પન્ન થાય.

કુંભ રાશિવાળાઓને—ઉદ્યાગ સાધારણ રીતે સારો ચાલે, વળી કંઇ નવિન ઉદ્યોગ હાથ આવે, પૈસા સંબંધી સારી છુટ રહે, ઘણા દિવસથી ઉદ્વેગતામાં રહેતું મન શાન્ત થાય.

મીનરાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગમાં કંઇક નુકશાન જાય, મનમાં કોઇ બાબતની ગુપ્ત ચિંતા રહ્યા કરે, એકાદ નજીકના સગા તરફથી કંઇક અણધાર્યો લાભ થાય.

---

## અસાડ માસ.

અસાડ સુદી ૧ તા. ૨૮-૬-૧૯ શનિવાર-કર્ક રાશિનો બુધ થાય છે, જેથી રૂના ભાવમાં ઘટાડો થાય, ચાંદીનો ભાવ તેજ થાય અને અનાજના ભાવ સાધારણ રહે.

અસાડ સુદી ૨ તા. ૨૯-૬-૧૯ રવીવાર છે જેથી વર્ષાદ મધ્યમ થાય, વર્ષ દશથી બાર આની નીવડે.

અસાડ સુદી ૩ તા. ૩૦-૬-૧૯ સોમવાર-સિંહ રાશિનો શુક્ર થાય છે જેથી સોનું, દરેક જાતનું અનાજં અને લાલ રંગના પશુઓ મોંઘાં વેચાય.

અસાડ સુદી ૮ તા. ૫-૭-૧૯ શનિવાર-પુનર્વસુ મહાનક્ષત્રનો સૂર્ય થાય છે. જેથી પંદર દિવસમાં મગ, મઠ, એરંડા, હરડે અને ગળીના ભાવમાં કંઇક તેજી થાય.

અસાડ સુદ ૧૦ તા. ૭-૭-૧૯ સોમવાર—ગુરૂનો પશ્ચિમમાં અસ્ત થાય છે, જેથી ત્રણ દિવસ પછી અરીણુમાં સો ટકા મંદી થાય અને રૂમાં દશ ટકાની વધઘટ થઇને તેજી થાય.

અસાડ સુદી ૧૫ તા. ૧૩-૭-૧૯ રવીવાર—આ દિવસે ઘ. ૧૧ અને ૩૪ પળ સુધી પૂર્વાષાઢા નક્ષત્ર છે અને ત્યાર પછી ઉતરાષાઢા નક્ષત્ર થાય છે જેથી બાર ચૌદ આની વર્ષ નીકળે.

આ પુનેમની રાત્રે ચંદ્રમાના હાંડો જેવાય છે તે એવી રીતે કે જો રાત્રે વાદળાં સિવાયનો નિર્મળ ચંદ્રમા હોય તો દુષ્કાળ પડવાની નિશાની સમજવી. વાદળાંનો રંગ જો કાળો હોય તો મધ્યમ વર્ષ સમજવું અને જો ધોળું વરાળ જેવું વાદળું હોય તો સારૂં વર્ષ નીકળશે એમ જાણવું. વળી આ દિવસે સૂર્યાસ્ત સમયેનો પૂર્વ દિશા તરફથી પવન વાતો હોય તો વરસ સારૂં નીવડે, પૃથ્વી અનાજથી ભરપુર થાય, ગુજરાતમાં કરવરૂ વરસ નીવડે. અગ્નિ કોણુમાંથી વાતો હોય તો તીડ અને રોગની ઉત્પત્તિ થાય તેમજ મધ્યમ વર્ષ નીકળે, દક્ષિણુ તરફથી વાતો હોય તો ઉંદરોનો ઉપદ્રવ થાય, તેમજ વર્ષાદની તાણુથી વાવેલું સુકાઇ જાય માટે અનાજનો સંગ્રહ કરવો. પશ્ચિમનો પવન હોય તો પ્રબળ વૃષ્ટિ થાય. વાયવ્યના પવનથી હેલીબંધ વર્ષાદ થાય પરંતુ મચ્છર માંખ કાતરા વિગેરેની ઉત્પત્તિ થાય, ઉત્તરના પવનથી સઘળી વાતે આનંદ તેમજ ઇશાનના પવનથી પણુ સર્વત્ર સુકાળ વર્તાય છે. કદાચ જો આઠે દિશામાંથી પવન વાય તો અનેક તરેહના વ્યાધિઓની ઉત્પત્તિ અને વર્ષાદની તાણુ થાય. જો બિલકુલ પવન ન હોય તો શ્રાવણુ-ભાદરવામાં પુષ્કળ વૃષ્ટિ થાય

વળી આ પુનમે અડધી રાત્રે પોતાનો છાંયડો ભરી જોતાં જો

તે સાડાપાંચ પગલાં થાય તો વર્ષ સારૂં જાણવું. જો ૬ાા પગલાં થાય તો મધ્યમ વર્ષ સમજવું, જો ૭ાા પગલાં થાય તો દુકાળ પડે અને તેનાથી વધારે થાય તો મહાકાળ પડે.

અસાડ વદી ૨ તા. ૧૫-૭-૧૯ મંગળવાર—મંગળનો પૂર્વમાં ઉદય થાય છે જેથી અનાજના ભાવમાં ઘટાડો થાય, અફીણમાં ૫૦ ટકાની તેજી થાય, રૂમાં પણ પાંચ દિવસમાં તેજી થાય.

અસાડ વદી ૩ તા. ૧૬—૭—૧૯ બુધવાર—કર્ક સંક્રાંતિનો સૂર્ય થાય છે જેથી વર્ષાદ સારો વર્ષે.

અસાડ વદી ૮ તા. ૨૦—૭-૧૯ રવીવાર—પુષ્ય મહા નક્ષત્રનો સૂર્ય થાય છે જેથી સોનું, ચાંદી, ઘી, અનાજ, સંચળ, મીઠું, સરસવ, સાત ખાર, તેલ, હિંગ વિગેરેના ભાવમાં વધારો થાય.

અસાડ વદી ૦)) તા. ૨૭—૭-૧૯ રવીવાર—બુધ વક્રગતિનો થાય છે જેથી ૨૪ દિવસમાં ઘી ગોળ ખાંડ વિગેરે રસોમાં તેજી, અફીણમાં પણ તેજી, રૂમાં પહેલાં તેજી થઇને પછી મંદી, ચાંદીમાં વધઘટ થઇને આખરે તેજી અને ઘઉં, જવમાં મંદી થાય.

એકંદર સારાંશ—આ મહીનામાં ચોખા, મગ, અડદ, તુવેર, મકાઇ, જુવાર, મઠ, સીંઘોડા, તલ, તેલ, અળસી, સુતર, રૂ, કપાસ, ગોળ, સાકર વિગેરેનો ભાવ તેજ અને ઘઉં, જવ, ચણા, વટાણા સેણ, જીરૂં, ધાણા, સોનું, ચાંદી, કેસર, કપુર, ગાયો, ભેંસો વિગેરેનો ભાવ મંદો રહેશે. મનુષ્યોમાં ઝાડા મરડા જેવી બિમારી ફેલાશે.

## જુદી જુદી રાશિનાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષરાશિવાળાઓને—વ્યાપાર રોજગાર સારો ચાલશે, રંજ મનમાં ઊદ્વેગ રહ્યાં કરશે, એકાએક પ્રવાસ કરવો પડશે, ભાઇ ભાંડુની પ્રકૃતિ અસ્વસ્થ રહેશે.

વૃષભરાશિવાળાઓને—ધંધો રોજગાર સામાન્ય ચાલશે, કોર્ટ સંબંધી કાર્યમાં જય મળશે.

મીથુનરાશિવાળાઓને—સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે, રોજગારમાં વધારો થશે, દ્રવ્ય સંબંધી તાણુ પડતી દુર થશે.

કર્કરાશિવાળાઓને—ઉદ્યોગમાં થોડું ઘણું નુકસાન આવશે જેથી મન અસ્વસ્થ રહેશે.

સિંહરાશિવાળાઓને—ધંધો રોજગાર મધ્યમસર ચાલશે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે, પરંતુ પોતાની પ્રકૃતિ કંઇક સ્વસ્થ રહેશે.

કન્યારાશિવાળાઓને—વ્યાપાર સારો ચાલશે, અણુચિંતવ્યો લાભ થશે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે.

તુલારાશિવાળાઓને—ઉદ્યોગ મધ્યમ રીતે ચાલશે, મનમાં રહેતી મુંઝવણુ દુર થશે.

વૃશ્ચિકરાશિવાળાઓને—ઉદ્યોગ કેટલાએક દિવસો સુધી સારો ચાલશે, પરંતુ પાછળથી મંદ પડી જશે, દ્રવ્ય લાભ મધ્યમ થશે, એકાએક પ્રવાસ કરવો પડશે જેમાં ફાયદો થશે.

ધનરાશિવાળાઓને—વ્યાપાર ઠીક ચાલશે, પરંતુ દ્રવ્યની તાણુ રહેશે; સ્ત્રી તથા બાળકોની પ્રકૃતિ થોડીઘણી બગડશે.

મકરરાશિવાળાઓને—પૈસાની આવક સાધારણુ રીતે સારી થશે, ઘણા દિવસથી મનમાં રહેતી ચિંતા દુર થશે.

કુંભરાશિવાળાઓ—કુટુંબમાં ખટપટ ઉભી થશે, પરંતુ તેનું સમાધાન થશે.

મીનરાશિવાળાઓને—હર્ષનાં વાજાં વાગશે, ધંધો રોજગાર ધમધોકાર ચાલશે.

# શ્રાવણ માસનું ફળ.

શ્રાવણ સુદી ૬ તા. ૨-૮-૧૯ શનિવાર—કર્ક રાશિનો બુધ થાય છે જેથી રૂમાં મંદી અને ચાંદીમાં તેજી કરે, અનાજના ભાવ સાધારણ રહે.

શ્રાવણ સુદ ૭ તા.૩-૮-૧૯ રવીવાર—આશ્લેષા મહાનક્ષત્રનો સૂર્ય થાય છે, જેથી મજીઠ, ઘઉં, મસુર, મરચાં, કોદરા, અડદ વિગેરેના ભાવમાં વધઘટ થાય.

શ્રાવણ સુદ ૧૧ તા. ૭-૮-૧૯ ગુરૂવાર—ગુરૂનો પૂર્વમાં ઉદર થાય છે, જેથી અનાજના ભાવ મંદા પડી જાય, ત્રણ દિવસ પછી અફીણુમાં મંદી થાય, ચાંદીમાં વધાઘટી થાય, કેસર, ચંદન, અને ફળનો સંગ્રહ કરવાવાળાઓને લાભ થાય. રૂમાં વીશ ટકાની મંદી થાય, વર્ષાદની સહેજ તાણ થાય.

શ્રાવણ સુદ ૧૩ તા. ૯-૮-૧૯ શનિવાર—શનિનો પશ્ચિમમાં અસ્ત થાય છે જેથી એક મહીનામાં અનાજનો વધારો થાય. રૂમાં પહેલાં તેજી અને પછી મંદી થાય. આઠ દિવસમાં અફીણમાં ૫૦ થી ૧૦૦ ટકા મંદી થાય.

શ્રાવણ સુદ ૧૫ તા. ૧૧-૮-૧૯ સોમવાર—કન્યારાશિનો શુક્ર થાય છે, જેથી અનાજ મોંઘુ વેચાય, રૂમાં મંદી થાય, ઘાસના ભાવ તેજ થાય.

આ પુનેમના દિવસે જો સૂર્ય અને ચંદ્રમાની પાછળ કુંડાળુ હોય તો ઘીના ભાવમાં એક મણે બે રૂ. નો વધારો થાય.

શ્રાવણ વદી ૧ તા. ૧૨-૮-૧૯ મંગળવાર—કર્કરાશિનો મંગળ થાય છે, જેથી ભેંસોના મૂલ્યમાં વધારો થાય.

શ્રાવણ વદી ૫ તા. ૧૬-૮-૧૯ શનિવાર—મઘા મહા નક્ષત્ર અને સિંહ સંક્રાન્તિ વેસે છે, તથા બુધનો પૂર્વમાં ઉદય થાય છે જેથી વર્ષાદ ઠીક થાય, પરંતુ અનાજ ઓછું નીપજે, ઘઉં અને ઘી ગોળ વિગેરે રસકસ મોંઘાં વેચાય, રૂ, ચાંદી અને અફીણમાં વધઘટ થઇને છેવટે તેજી થાય.

શ્રાવણ વદી ૮ તા. ૧૯-૮-૧૯ મંગળવાર—બુધમાર્ગી થાય છે, જેથી ૬ દિવસમાં અફીણ અને અનાજના ભાવ તેજ થાય. રૂ, ઘી અને ગોળના ભાવ મંદા થાય, મીલોના શેરોના ભાવોમાં ઘટાવધી થાય, ચાંદી અને રૂમાં વધઘટ થઇને તેજી થાય. વળી શુક્ર વક્રગતિનો થાય છે જેથી ઘીનો ભાવ તેજ થાય.

શ્રાવણ વદ ૦)) તા. ૨૫-૮-૧૯ સોમવાર—સોમવતી અમાવાસ્યા છે જેથી શ્રાવણ સુદી ૧૫ થી ભાદરવા સુદી ૧૫ ચાંદીમાં એથી ત્રણ ટકા અને રૂમાં ૧૫ થી વીશ ટકાની મંદી થાય.

એકંદર સારાંશ—આ મહીનાંમાં ઘઉં, ચોખા, જવ, ચોળા, ચણા, અડદ, મગ, મસુર, કાંગ, તુવેર, ચાંદી, સોનું, ઘી, તેલ, તલ, હુંડી, નોટ, ભેંસો વિગેરેનો ભાવ તેજ રહેશે અને જુવાર, બાજરી, મકાઇ, ગોળ, સાકર, સુતર, રૂ, કપાસ, કાપડ, હળદર, મરચાં વિગેરેનો ભાવ મંદો થશે.

## જુદી જુદી રાશિનાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષરાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, પ્રવાસ કરવો પડશે તેમાં ફાયદો થશે. બાળકોની પ્રકૃતિ થોડી ઘણી નરમ રહેશે.

વૃષભ રાશિવાળાઓને—વ્યાપાર રોજગાર પાછળથી સારો ચાલશે, કુટુંબમાં કલેશ જાગશે, મનમાં ઉદ્વેગ રહ્યાં કરશે.

મીથુન રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગમાં કંઇક અણધાર્યું નુકશાન આવશે, બાઇ, બાન્ડુની પ્રકૃતિ જોઇએ તેવી રહેશે નહિ.

કર્કરાશિવાળાઓને—ઉદ્યોગ સારો ચાલશે, સફેદ વસ્તુથી લાભ થશે, કોર્ટ સંબંધી કાર્યમાં જય મળશે.

સિંહરાશીવાળાઓને—ઉદ્યોગ મધ્યમ રીતે ચાલશે, મનમાં સંતાપ રહ્યાં કરશે, પોતાની પ્રકૃતિ થોડી ઘણી નરમ રહેશે.

કન્યારાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, પરંતુ દ્રવ્ય સંબંધી કંઇક નુકસાન આવશે.

તુલારાશિવાળાઓને—દ્રવ્ય લાભ સારો થશે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે. પરંતુ માથે કંઈ આળ આવશે.

વૃશ્ચિક રાશિવાળાઓને—પોતાના શરીરે એકાએક કંઇ વ્યાધિ થશે, કોર્ટ સંબંધી કાર્યમાં લાભ મળશે; વ્યાપારમાં સારો ફાયદો થશે.

ધનરાશિવાળાઓને—ઉદ્યોગ મધ્યમ રીતે ચાલશે, વ્હાલામાં વિરોધ થશે. મનમાં ચિંતા રહ્યાં કરશે.

મકરરાશિવાળાઓને—કોર્ટ સંબંધી કાર્યમાં જોઇએ તેવો ફાયદો થશે નહિ, ઉદ્યોગ સારો ચાલશે પરંતુ નાણાં સંબંધી તાણ રહેશે.

કુંભરાશિવાળાઓને—સ્ત્રી તથા બાળકોની પ્રકૃતિ જોઇએ તેવી રહેશે નહિ, ધંધો રોજગાર સારી રીતે ચાલશે, પૈસાની આવક ઠીક થશે, નવીન ઉદ્યોગ હાથ આવશે.

મીનરાશિવાળાઓને—ઉદ્યોગ સાધારણ રીતે ચાલશે, મોસાળ પક્ષમાંથી કંઇક લાભ થશે, સર્વેની પ્રકૃતિ સાધારણ રહેશે.

# ભાદરવો માસ.

ભાદરવા સુદી ૨ તા. ૨૭–૮–૧૯ બુધવાર—દિવસે અગસ્ત્યનો ઉદય થાય છે, જેથી કેટલાએક સ્થળોએ વર્ષાદની તાણ પડે.

ભાદરવા સુદી ૫ તા. ૩૦–૮–૧૯ શનિવાર—પૂર્વા ફાલ્ગુની મહા નક્ષત્ર બેસે છે જેથી અફીણ અને ચાંદીના ભાવમાં વધઘટ થાય.

ભાદરવા સુદી ૮ તા. ૨–૯–૧૯ મંગળવાર—સિંહરાશિનો બુધ થાય છે જેથી અનાજના ભાવ મધ્યમ રહે અને ખટાસવાળા પદાર્થો મોંઘા વેચાય, રૂનો ભાવ તેજ થાય, સોનાનો ભાવ વધી જાય, પરંતુ અફીણની મંદી થાય.

ભાદરવા સુદી ૯ તા. ૪–૯–૧૯ ગુરૂવાર—શુક્રનો પશ્ચિમમાં અસ્ત થાય છે, જેથી રૂનો બજાર મંદ પડે, અફીણમાં પણ મંદી થાય, પરંતુ ચાંદીનો બજાર તેજ થાય.

ભાદરવા સુદી ૧૫ તા. ૧૦–૯–૧૯ બુધવાર—મઘાનો શનિ થાય છે જેથી ઘોડા અને હાથી વિગેરેનો વેપાર કરનારાઓને ઘણો લાભ થાય,

ભાદરવા વદી ૪ તા. ૧૩–૯–૧૯ શનિવાર—ઉત્તરા ફાલ્ગુની મહાનક્ષત્રનો સૂર્ય થાય છે જેથી પંદર દિવસમાં જુવાર તથા કપાસના ભાવમાં તેજી થાય.

ભાદરવા વદી ૫ તા. ૧૪–૯–૧૯ રવીવાર—શુક્રનો પૂર્વમાં ઉદય થાય છે જેથી ઘી, ધાન્ય, સોનું, ચાંદી, રૂ, સુતર, પંચરંગી

કપડાં અને શ્રીફળનો ભાવ તેજ થાય, અફીણનો ભાવ પાંચ દિવસો પછી મંદો થાય.

ભાદરવા વદી ૮ તા. ૧૭—૯—૧૯ બુધવાર—શનિનો પૂર્વમાં ઉદય થાય છે, જેથી આઠ દિવસમાં રૂમાં પાંચ ટકાનો ઘટાડો થાય અને અફીણમાં ૫૦ ટકાની તેજી થાય.

ભાદરવા વદી ૯ તા. ૧૮—૯—૧૯ ગુરૂવાર—બુધનો પૂર્વમાં અસ્ત થાય છે, જેથી પંદર દિવસમાં રૂમાં ૧૦ થી ૧૫ ટકાની પહેલાં તેજી અને પછી મંદી થાય, અફીણમાં પહેલાં મંદી અને પછી તેજી થાય. પંદર દિવસોમાં જે ચીજોના ભાવ વધે તે ચીજો વેચવામાં અને જે ચીજોના ભાવ ઘટે તે ખરીદવામાં બુધનો ઉદય થયે લાભ થાય, રૂમાં મંદી થાય.

ભાદરવા વદી ૧૪ તા. ૨૩—૯—૧૯ મંગળવાર—કન્યાનો બુધ થાય છે જેથી સોનું અને ખાંડ છ માસ સુધી મોઘાં વેચાય.

ભાદરવા વદી ૦)) તા. ૨૪—૯—૧૯ બુધવાર—ખર્પર યોગ થાય છે, જેથા મનુષ્યો અને પશુઓમાં વિધવિધ પ્રકારના રોગો ચાલે.

એકંદર સારાંશ—આ મહીનામાં જવ, ચણા, મસુર, વટાણા, ચોળા, અડદ, મગ, લસણ, સરસવ, અફીણ, કેસર, કપુર, ગોળ, સાકર, તલ, તેલ, અળસી, મરચાં, સોનું, પરવાળાં, ચાંદી, સુતર, વિગેરેના ભાવમાં વધઘટ થઇને આખરે તેજી થાય અને ઘઉં, ચોખા, મકાઇ, જુવાર, શિંગોડા, શ્રીફળ, રૂ, કાપડ, હુંડી, નોટ, પીતળ, લોઢું, ગાયો, ભેંસો વિગેરેના ભાવમાં વધઘટ થઇને આખરે મંદી થાય.

## જુદી જુદી રાશિનાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષરાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ મધ્યમ રીતે ચાલશે, બાળકોને થોડી ઘણી પીડા થશે; મનમાં ઉદ્વેગ રહ્યાં કરશે.

વૃષભ રાશિવાળાઓને—ઉદ્યોગ પાછળથી ઠીક ચાલશે, નવિન સંપતિ હાથ આવશે, પ્રકૃતિમાં સુધારો થશે.

મીથુન રાશિવાળાઓને—ઉદ્યોગ સારો ચાલશે. રાજા તરફથી સન્માન થશે, કુટુંબમાં ઘણા દિવસોથી રહેતો કલેશ દુર થઇ સલાહ સંપ થશે.

કર્ક રાશિવાળાઓને—ધંધો રોજગાર સારો ચાલશે. દ્રવ્ય-લાભ ઠીક થશે. સ્ત્રી તથા બાળકોની પ્રકૃતિ થોડી ઘણી બગડશે.

સિંહ રાશિવાળાઓને—ઉદ્યોગ જોઇએ તેવો ચાલશે નહિ. દ્રવ્ય સંબંધી તાણ રહેશે.

કન્યા રાશિવાળાઓને—ઉદ્યોગ સારો ચાલશે, પરંતુ પોતાની પ્રકૃતિ અસ્વસ્થ રહેશે.

તુલા રાશિવાળાઓને—અણધાર્યું ખર્ચ આવશે, ઉદ્યોગ ઠીક ચાલશે.

વૃશ્ચિક રાશિવાળાઓને—ઉદ્યોગ ઠીક ચાલશે. સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે.

ધન રાશિવાળાઓને—ધંધોરોજગાર સાધારણ ચાલશે, મન અસ્વસ્થ રહેશે.

મકર રાશિવાળાઓને—ધંધા રોજગાર ઉપર જોઇએ તેવું લક્ષ રહેશે નહિ.

કુંભ રાશિવાળાઓને—ઉદ્યોગ સારી રીતે ચાલશે, ધાર્મિક કાર્યો કરવા ઉપર પ્રીતિ ઉત્પન્ન થશે.

મીન રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ મંદ પડી જશે. કુટુંબમાં કલેશ ઉત્પન્ન થઈ કોર્ટમાં કેસ મંડાશે. સ્ત્રીની પ્રકૃતિ બરાબર રહેશે નહિ.

---

## આસો માસ.

આસો સુદી ૧ તા. ૨૫—૯—૧૯ ગુરૂવાર હસ્તનક્ષત્રનો બુધ થાય છે. જેથી અનાજ નીપજ સારી થાય.

આસો સુદી ૩ તા. ૨૭—૯—૧૯ શનિવાર—હસ્ત મહા નક્ષત્રનો સૂર્ય થાય છે, જેથી ચંદન, કપુર, દેવદાર, અગર, રતાંજળી, અને કંદ મૂળના ભાવમાં વધઘટ થાય.

આસો સુદી ૬ તા. ૩૦—૯—૧૯ મંગળવાર—સિંહરાશિનો મંગળ થાય છે, અને શુક્રમાર્ગી થાય છે જેથી સોનું, રૂપું, ત્રાંબું મોંઘું વેચાય, ચાર દિવસ પછી રૂમાં મંદી અને અફીણમાં તેજી થાય.

આસો સુદી ૯ તા. ૩—૧૦—૧૯ શુક્રવાર—ચિત્રા નક્ષત્રનો બુધ થાય છે જેથી થોડી ઘણી વૃષ્ટિ થાય.

આસો સુદી ૧૫ તા. ૯—૧૦—૧૯ ગુરૂવાર—તુલાનો બુધ થાય છે જેથી થોડીઘણી વૃષ્ટિ થાય.

આસો વદી ૧ તા. ૧૦—૧૦—૧૯ શુક્રવાર—ચિત્રા મહા નક્ષત્રનો સૂર્ય થાય છે, તથા સ્વાતિનો બુધ થાય છે, જેથી દશ દિવસમાં નાળીએર અને તલના ભાવમાં વધારો થાય.

આસો વદી ૯ તા, ૧૭–૧૦–૧૯ શુક્રવાર—તુલા સંક્રાન્તિનો સૂર્ય થાય છે, જેથી સોનું તથા દરેક જાતનું અનાજ મોંઘું વેચાય, રૂ અને ચાંદીના ભાવમાં ઘટાડો થાય.

આસો વદી ૧૨ તા. ૨૧–૧૦–૧૯ સોમવાર—બુધનો પશ્ચિમમાં ઉદય થાય છે, જેથી એક માસમાં રૂમાં પંદર ટકા મંદી થાય અને ચાંદીમાં તેજી થાય, ચોખા, તેમજ બીજાં અનાજ, ઘી, ગોળ, સાકર, ચાંદી, કપાસ, તલ, તેલ, એરંડા, સરસવ વિગેરેના ભાવમાં વધારો થાય, અફીણના ભાવમાં ઘટાડો થાય, તેમજ રૂમાં ત્રણ દિવસ પહેલાં અગર તો ત્રણ દિવસ પછી દશ ટકાનો ઘટાડો થાય.

એકંદર સારાંશ—આ મહીનામાં ઘઉં, જવ, ચણા, મસુર, વટાણા, જુવાર, ઘી, તલ, તેલ, રૂ, કપાસ, સોનું, ચાંદી, ત્રાંબુ, અળશી, મરચાં, નાળીએર અને સુતરનો ભાવ તેજ રહેશે અને ચોખા, અડદ, મગ, તુવેર, મકાઇ, બાજરી, કેસર, કપુર, હરડે, ગાયો, ભેંસો, ઘોડા, બળદ, હુંડી, નોટ વિગેરેનો ભાવ મંદો રહેશે.

## જુદી જુદી રાશિનાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષ રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગમાં જોઇએ તેવો ફાયદો થશે નહિ. પોતાની બાળકોની તથા સ્ત્રીની પ્રકૃતિ અસ્વસ્થ રહેશે; નાણાં સંબંધી ભીડ ભોગવવી પડશે.

વૃષભ રાશિવાળાઓને—વ્યાપારરોજગાર સારો ચાલશે પરંતુ દ્રવ્ય લાભ જોઇએ તેવો થશે નહિ; પોતાની પ્રકૃતિ થોડી ઘણી બગડશે, શત્રુ ઉત્પન્ન થશે પરંતુ તેનો નાશ થશે.

મીથુન રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ પાછળથી સારો ચાલશે, દ્રવ્ય લાભ ઠીક થશે.

કર્ક રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સાધારણ રીતે સારો ચાલશે, પરંતુ દ્રવ્ય સંબંધી થોડી ઘણી તાણ ભોગવવી પડશે.

સિંહ રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલે, પ્રવાસ કરવો પડે તેમાં કંઇક લાભ થાય; બાઇ, ભાંડુની પ્રકૃતિ થોડી ઘણી બગડે, દ્રવ્ય લાભ મધ્યમ થાય.

કન્યા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ પાછળથી મંદ પડી જશે, પ્રવાસ કરવો પડશે તેમાં બરાબર લાભ થશે નહિ.

તુલા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારી રીતે ચાલશે, સર્વેની પ્રકૃતિ સાધારણ રીતે સારી રહેશે, દ્રવ્ય લાભ સારો થશે, કોર્ટ સંબંધી કાર્યમાં જય મળશે.

વૃશ્ચિક રાશિવાળાઓને—દ્રવ્ય સંબંધી કંઇક નુકસાન ઉત્પન્ન થશે. મનમાં ઉદ્વેગ રહ્યાં કરશે, સર્વેની પ્રકૃતિ થોડી ઘણી બગડશે.

ધન રાશિવાળાઓને—અણધાર્યું ખર્ચ આવશે, ઉદ્યોગ સારી રીતે ચાલશે, દ્રવ્ય લાભ મધ્યમ થશે, સ્ત્રી તેમજ મિત્રોની પ્રકૃત થોડી ઘણી બગડશે.

મકર રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ મધ્યમ રીતે ચાલશે, કુંટુંબમાં કલેશ ઉત્પન્ન થશે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે, દ્રવ્ય લાભ સારો થશે.

કુંભ રાશિવાળાઓને વ્યાપાર ઉદ્યોગ મધ્યમ. રીતે ચાલશે, કુટુંબમાં કલેશ ઉત્પન્ન થશે, સર્વેની પ્રકૃતિ સાધારણ રહેશે.

મીન રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ જોઇએ તેવો નહિ પરંતુ મધ્યમ રીતે ચાલશે, કુટુંબમાં કલેશ ઉત્પન્ન થશે, સર્વેની પ્રકૃતિ સાધારણ રહેશે.



# કાર્તિક માસ.

કાર્તિક સુદી ૧ તા. ૨૪-૧૦-૧૯ શુક્રવાર—સ્વાતિ મહા નક્ષત્રનો સૂર્ય થાય છે જેથી પંદર દિવસમાં ગુગળ અને લાખના ભાવમાં સાધારણ વધારો થાય.

કાર્તિક સુદી ૩ તા. ૨૭-૧૦-૧૯ સોમવાર—વૃશ્ચિકનો બુધ થાય છે જેથી ઘીના ભાવમાં વધારો થાય.

કાર્તિક સુદ ૭ તા. ૧-૧૧-૧૯ શુક્રવાર-કન્યાનો શુક્ર થાય છે, જેથી રૂના ભાવમાં ઘટાડો થાય.

કાર્તિક સુદ ૧૩ તા. ૬-૧૧-૧૯ ગુરૂવાર, વિશાખા મહાનક્ષત્રનો સૂર્ય થાય છે જેથી ૧૫ દિવસમાં અફીણ, ધાતુઓ અને તલના ભાવમાં તેજી થાય.

કાર્તિક સુદ ૧૫ તા. ૭-૧૧-૧૯ શુક્રવાર-ચંદ્ર ગ્રહણ થાય છે, જેથી સુકાળ થાય. રૂમાં તેજી થાય અને જેટલી તેજી થાય તેટલી મંદી થાય, ત્રણ માસની અંદર ૫૦) ટકાનો ઘટાડો થાય.

કાર્તિક વદી ૬ તા. ૧૩-૧૧-૧૯ ગુરૂવાર, જેષ્ટાનો બુધ થાય છે જેથી અનાજ અને ઘીના ભાવ તેજ થાય.

કાર્તિક વદ ૯ તા. ૧૬-૧૧-૧૯ રવીવાર-વૃશ્ચિક સક્રાન્તિનો સૂર્ય થાય છે જેથી અનાજના ભાવમાં વધારો થાય, ઘી, તેલ, ખાંડ, ગોળ, નાળીએર એ સર્વે મોંઘાં વેચાય. અનાજની ઉત્પત્તિ સારી થાય.

કાર્તિક વદ ૧૧ તા. ૧૮-૧૧-૧૯ મંગળવાર-વક્રગતિનો બુધ થાય છે જેથી ૨૪ દિવસમાં ઘી, ગોળ, ખાંડ, અફીણ વિગેરેમાં તેજી થાય, રૂમાં પહેલાં તેજી થઇને પછી મંદી થાય, ઘઉં, જવ, વિગેરે અનાજના ભાવ મંદા થાય.

કાર્તિક વદ ૧૨ તા ૧૯-૧૧-૧૯ બુધવાર-અનુરાધા નક્ષત્રનો સૂર્ય થાય છે જેથી પંદર દિવસમાં દરેક ધાતુઓ ગોળ, ખાંડ, સાકર, ઘી, વિગેરેના ભાવમાં તેજી થાય.

કાર્તિક વદ ૧૪ તા. ૨૧-૧૧-૧૯ શુક્રવાર-મંગળ કન્યારાશિનો થાય છે જેથી લાલ વસ્ત્રો, લાલ ચીજો અને સુખડના ભાવમાં વધારો થાય.

કાર્તિક વદ ૦)) તા. ૨૨-૧૧-૧૯ શનીવાર.-બુધનો પશ્ચિમ દિશામાં અસ્ત થાય છે જેથી ૧૫ દિવસમાં રૂમાં ૧૦થી ૧૫ ટકાની તેજી થઇ પછી મંદી થાય, અફીણમાં પહેલાં મંદી અને પછી તેજી થાય.

એકંદર સારાંશ—આ મહીનામાં ચોખા, ચોળા, મગ, અડદ, જુવાર, ગોળ, સાકર, સુતર, રૂ, કપાસ, ઘઉં, જવ, ચણા, જીરૂં, સોનું, રૂપું, હુંડી, નોટ વિગેરેના ભાવ વધઘટ થઇ આખરે તેજ રહેશે, અને વટાણા, મસુર, મકાઇ, બાજરી, મીઠું, મોતી, પરવાળાં, કપુર, કેસર, હળધર, લસણ, તલ, તેલ, અળસી, વિગેરેનો ભાવ મંદો રહેશે.

## જુદી જુદી રાશીનાં મનુષ્યો માટે શુભાશુભ ફળ

મેષ રાશિવાળાઓને—મેષ રાશિવાળા મનુષ્યોને વ્યાપાર રોજગાર પાછળથી સારો ચાલશે, દ્રવ્ય લાભ ઠીક થશે, બાળકોની પ્રકૃતિ સાધારણ રહેશે.

વૃષભ રાશિવાળાઓને-ઉદ્યોગ પાછળથી કમી થઇ જશે, દ્રવ્ય લાભ સાધારણ રીતે ઠીક થશે, કુટુંબમાં કલેશ ઉત્પન્ન થશે જેથી મન અશાન્ત રહેશે.

મીથુન રાશિવાળાઓને—કેટલાએક દિવસોથી ઉદ્દગતામાં રહે-લું મન શાન્તિ ધારણ કરશે, વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે. દ્રવ્યની તાણ દુર થશે.

કર્ક રાશિવાળાઓને—નવિન ઉદ્યોગ હાથ આવશે, શાન્તમાં દિ-વસો જશે.

સિંહ રાશિવાળાઓને—એકાએક પ્રવેશ કરવો પડશે અને તેમાં લાભ થશે.

કન્યા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ ઠીક ચાલશે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે.

તુલા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ રીતસર ચાલશે નહિ, મન ઉદ્દવેગતામાં રહ્યાં કરશે; સ્ત્રીની પ્રકૃતિ થોડી ઘડી અસ્વસ્થ રહેશે.

વૃશ્ચિક રાશિવાળાઓને—અણધાર્યું ખર્ચ આવશે, ધંધો રો-જગાર સાધારણ ચાલશે.

ધન રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગમાં સારો ફાયદો થશે, કંઇક અણધાર્યો લાભ થશે, સર્વેની પ્રકૃતિ સાધારણ રીતે સારી રહેશે.

મકર રાશિવાળાઓને—રાજ્ય તરફથી સન્માન મળશે, ઉદ્યાગ સારો ચાલશે; કુટુંબ તરફથી કંઇ લાભ થશે.

કુંભ રાશિવાળાઓને—મિત્ર તરફથી સારો લાભ થશે, કુ-ટુંબમાં ક્લેશ જાગશે; પોતાની પ્રકૃતિ સાધારણ રહેશે.

મીન રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે. સ્ત્રી તથા બાળકોની પ્રકૃતિ સાધારણ રહેશે; નાણાંની સાધારણ ભીડ ભો-ગવવી પડશે.

---

# માગશર માસ.

માગસર સુદી ૩ તા. ૨૫-૧૧-૧૯ મંગળવાર-ચિત્રા નક્ષત્રનો શુક્ર થાય છે જેથી રૂના ભાવમાં વધઘટ થાય.

માગશર સુદી ૯ તા. ૧-૧૨-૧૯ સોમવાર-તુલાનો શુક્ર થાય છે જેથી પશુઓમાં ચાલતા રોગોની શાન્તિ થાય.

માગશર સુદી ૧૦ તા. ૨-૧૨-૧૯ મંગળવાર—જેષ્ટા નક્ષત્રનો સૂર્ય થાય છે, જેથી ૧૫ દિવસમાં ચાંદીના ભાવમાં સાધારણ તેજી થાય.

માગશર સુદ ૧૩ તા. ૫-૧૨-૧૯: શુક્રવાર—હસ્તનો મંગળ થાય છે, જેથી ઘી સોંઘું થઇને મોંઘું થાય.

માગશર વદી ૧ તા. ૮-૧૨-૧૯ સોમવાર—ગુરૂ વક્ર ગતિનો થાય છે, તેમજ બુધનો પૂર્વમાં ઉદય થાય છે જેથી ઘઉં, જવ, ચણા, ચોખા વિગેરે અનાજ તથા ઘી, ગોળ વિગેરેનો ભાવ ઘટી જાય અને તેથી એવી ચીજો ખરીદનારને આગળ જતાં લાભ થાય. રૂમાં મંદી થઇને દશ ટકાની તેજી થાય, ચાંદી અને અફીણમાં વધઘટ થઇને આખરે તેજી થાય.

માગશર વદી ૫ તા. ૧૧-૧૨-૧૯ ગુરૂવાર-બુધમાર્ગી થાય છે જેથી ૬ દિવસમાં અફીણ અને અનાજના ભાવમાં તેજી થાય, ઘી અને ગોળના ભાવમાં કાંઇક ઘટાડો થાય; મીલોના શેરોના ભાવમાં વધઘટ થાય, ચાંદી અને રૂમાં છેવટે તેજી થાય.

માગશર વદી ૯ તા. ૧૫-૧૨-૧૯ સોમવાર-મૂળ મહા નક્ષત્ર અને ધન સંક્રાન્તિનો સૂર્ય થાય છે તેથી અષાઢ સુદી ૧૫ સુધીમાં રૂનો ભાવ દોઢો થઇ જાય.

માગશર વદી ૦)) તા. ૨૨-૧૨-૧૯ સોમવાર—અમાવાસ્યા સોમવારી છે તેથી માગશર સુદી ૧૫થી પોષ સુદી ૧૫ સુધીમાં ચાંદીમાં એથી ત્રણ ટકા અને રૂમાં ૧૫ થી ૨૦ ટકાનો ઘટાડો થાય; વળી ખર્પ્પર યોગ છે તેથી વિવિધ પ્રકારની પીડાઓ ઉત્પન્ન થાય, હિમ પડવાનો ભય રહે.

એકંદર સારાંશ—આ મહીનામાં જુવાર, ઘઉં, જવ, ચણા, મસુર, વટાણા, સરસવ, અળશી, તલ, તેલ, જીરૂં, ધાણા, સુખડ, કેશર, મજીઠ, મોતી, પરવાળાં, મરચાં, હળદર, ગોળ, સાકર, ઘી, સુતર, રૂ, કપાસ, વિગેરેનો ભાવ વધઘટ :થઇ આખરે તેજ રહેશે. અને ચોખા, ચોળા, મકાઇ, બાજરી, મઠ, મગ, અડદ, સોનું, ચાંદી, પીતળ, લોઢું, કલાઇ, ગાયો, ભેંસો, હુંડી, નોટ વિગેરેના ભાવો મંદા રહેશે.

## જુદી જુદી રાશીવાળાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષ રાશિવાળાઓને—ધંધો રોજગાર સાધારણ ચાલશે, દ્રવ્ય લાભ સાધારણ થશે; કુટુંબમાં કલેશ જાગશે, સર્વેની પ્રકૃતિ સાધારણ રહેશે.

વૃષભ રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે. દ્રવ્ય લાભ થશે, પોતાની પ્રકૃતિ સાધારણ રીતે બગડશે, મન અસ્વસ્થ રહેશે.

મિથુન રાશિવાળાઓને—સ્ત્રીની પ્રકૃતિ થોડી ઘણી બગડશે, ઉદ્યોગ ઠીક ચાલશે.

કરક રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ પાછળથી મંદી પડી જશે, શત્રુ ઉત્પન્ન થશે. પરંતુ તેનો નાશ થશે, બાળકોની તથા સ્ત્રીની પ્રકૃતિ બગડશે.

સિંહ રાશિવાળાઓને—ઉદ્યોગ મધ્યમસર ચાલશે, પરંતુ દ્રવ્ય લાભ ઠીક થશે, સરવેની પ્રકૃતિ સાધારણ રહેશે.

કન્યા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સાધારણ ચાલશે, પ્રવાસ કરવો પડશે. સરવેની પ્રકૃતિ થોડી ઘણી અસ્વસ્થ રહેશે.

તુલા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, નવિન સંતાનનો લાભ થશે.

વૃશ્ચિક રાશીવાળાઓને—ધંધો રોજગાર સારો ચાલશે, સરવેની પ્રકૃતિ આરોગ્ય રહેશે.

ધન રાશિવાળાઓને—ઉદ્યોગ સાધારણ ચાલશે; મનમાં ઉદ્વેગ રહ્યાં કરશે.

મકર રાશિવાળાઓને—ધંધો રોજગાર સારો ચાલશે, છતાં પૈસાની તાણ ભોગવવી પડશે. સ્ત્રી તથા બાળકોની પ્રકૃતિ થોડી ઘણી બગડશે.

કુંભ રાશીવાળાઓને—વ્યાપાંર ઉદ્યોગમાં સારો ફાયદો થશે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે; અણધાર્યો લાભ થશે.

મીન રાશિવાળાઓને—ઉદ્યોગ સારો ચાલશે, પોતાની પ્રકૃતિ જોઇએ તેવી રહેશે નહિ.

---

## પોષ માસ.

પોષ સુદી ૧ તા. ૨૩–૧૨–૧૯ મંગળવાર—ચંદ્ર દર્શન થાય છે, જેથી અળશીમાં ૨૫) ટકા મંદી થાય, રૂમાં ૨૫ દિવસમાં તેજી થાય; અને ચાંદીમાં વધઘટ થઇ આખરે મંદી થાય.

પોષ સુદી ૨ તા. ૨૪–૧૨–૧૯ બુધવાર—શનિ વક્રગતિનો થાય છે જેથી અનાજના ભાવમાં વધારો થાય, કપડાં મોંઘા વેચાય;

અફીણમાં ૧૦૦ થી ૨૦૦ ટકાની વધઘટ થાય, રૂમાં તેજી કે મંદિ થાય, શેરોના ભાવમાં ૧૦૦ ટકા વધે.

પોષ સુદી ૩ તા. ૨૫-૧૨-૧૯ ગુરૂવાર—તુલારાશિનો રાહુ અને મેષનો કેતુ થાય છે જેથી ઊનનાં કપડાં, કાંસાનાં વાસણો તથા ડાંગર વિગેરેના ભાવમાં વધારો થાય.

પોષ સુદી ૬ તા. ૨૮-૧૨-૧૯ રવીવાર—પુર્વાષાઢા મહા નક્ષત્રનો સૂર્ય અને વૃશ્ચિકનો શુક્ર થાય છે જેથી ૧૫ દિવસોમાં ચણા, કપાસીઆ, ખાંડ, અફીણ, કેસર વિગેરેના ભાવમાં વધારો થાય, અનાજના ભાવમાં વધઘટ થઇને છેવટ મંદી થાય.

પોસ સુદી ૧૦ તા૦ ૧-૧-૨૦ ગુરૂવાર—ચિત્રાનો મંગળ થાય છે જેથી ઘઊંનો ભાવ તેજ થાય.

પોષ સુદી ૧૪ તા૦ ૪—૧—૨૦ રવીવાર—ધનરાશિનો બુધ થાય છે જેથી લોકોમાં અશાન્તિ ફેલાય.

પોષ વદી ૫ તા૦ ૧૦—૧—૨૦ શનિવાર—ઉત્તરાષાઢા મહા નક્ષત્ર બેસે છે જેથી ઘોડા, બળદ, હાથી, લોઢું, ત્રાંબુ, પીતળ વિગેરેના ભાવમાં વધારો થાય.

પોષ વદી ૯ તા૦ ૧૪—૧—૨૦ બુધવાર—મકર મહા સંક્રાન્તિનો સૂર્ય થાય છે જેથી દરેક ચીજના ભાવમાં ઘટાડો થાય.

પોષ વદી ૧૪ તા૦ ૧૯-૧-૨૦ સોમવાર—મકર રાશિનો બુધ થાય છે જેથી દરેક ચીજના ભાવમાં વધઘટ થાય.

પોષ વદી ૦)) તા. ૨૧-૧-૨૦ બુધવાર—ખર્પરયોગ છે જેથી રોગનો ઉપદ્રવ થાય.

એકંદર સારાંશ—આ મહીનામાં ઘઊં, જુવાર, ચણા, જવ, મસુર, વટાણા, રૂ, ધાણા, અળસી, શીંગ, અફીણ, સરસવ, તલ,

તેલ, રૂ, કપાસ, કપાસીઆ, સુતર, ઊન અને રેશમનું કાપડ વિગેરેના ભાવો તેજ રહેશે, અને ચોખા, અડદ, મગ, તુવેર, મકાઇ, બાજરી, મઠ, ગોળ, સાકર, નાળીએર, મગફળી, ખજુર, હુંડી, નોટ વિગેરેના ભાવો મંદા રહેશે.

## જુદી જુદી રાશિનાં નામવાળાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષરાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ મધ્યમ રીતે ચાલશે, મનમાં મુંઝવણ રહ્યા કરશે, પોતાની પ્રકૃતિ જોઇએ તેવી રહેશે નહિ.

વૃષભરાશિવાળાઓને—ધંધો રોજગાર ઠીકાઠીક ચાલશે, નાણાં સંબંધી તાણ ભોગવવી પડશે; સ્ત્રી તથા બાળકોની પ્રકૃતિ થોડી ઘણી બગડશે.

મીથુન રાશિવાળાઓને-ધંધો રોજગાર સારો ચાલશે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે.

કર્ક રાશિવાળાઓને—ઉદ્યોગ સાધારણ ચાલશે, નાણાંની છુટ જોઇએ તેવી રહેશે નહિ. સ્ત્રી તથા બાળકોની પ્રકૃતિ થોડી ઘણી અસ્વસ્થ રહેશે.

સિંહ રાશિવાળાઓને-કુટુંબમાં કંઇ કલેશ ઉત્પન્ન થશે, પોતાની તથા બાળકોની પ્રકૃતિ થોડી ઘણી બગડશે; ધંધો રોજગાર સાધારણ રીતે ચાલશે.

કન્યા રાશિવાળાઓને-વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, પરંતુ નાણાંની છુટ જોઇએ તેવી રહેશે નહિ.

તુલા રાશિવાળાઓને-ઘણા દિવસોથી ઉદ્વેગતામાં રહેતું મન કંઇક શાન્તિ પામશે, બાળકોની બગડેલી પ્રકૃતિ સુધરવા લાગશે, ઉદ્યોગ જોઇએ તેવો ચાલશે નહિ.

વૃશ્ચિક રાશીવાળાઓને—ધંધો રોજગાર સારો ચાલશે, પ્રવાસ કરવો પડશે, તેમાં લાભ થશે; રાજ્ય તરફથી સન્માન મળશે.

ધન રાશિવાળાઓને—ઉદ્યોગ સારો ચાલશે, દ્રવ્ય પ્રાપ્તિ મન માનીતી રીતે થશે; આનંદમાં દિવસો જશે.

મકર રાશિવાળાઓને-મનમાં સંતાપ રહ્યાં કરશે, ઉદ્યોગ રીતસર ચાલશે નહિ.

કુંભ રાશિવાળાઓને—દ્રવ્ય લાભ સારો થશે, પરંતુ અણધાર્યું ખર્ચ કરવું પડશે.

મીન રાશિવાળાઓને—દ્રવ્ય લાભ સારો થશે, વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, સર્વેની પ્રકૃતિ સમાનતામાં રહેશે, નવિન મિત્રોથી લાભ થશે.

---

## માહા માસ.

---

માહા સુદી ૧ તા. ૨૨-૧-૨૦ ગુરૂવાર—ચંદ્રદર્શન થાય છે. જેથી રૂ અને અફીણમાં તેજી થાય, ચાંદીમાં વધઘટ થઇને ઘીમાં તેજી થાય. વળી ધનનો શુક્ર થાય છે જેથી દરેક જાતના અનાજના ભાવમાં વધારો થાય.

માહા સુદી ૨ તા. ૨૩-૧-૨૦ શુક્રવાર—શ્રવણ મહા નક્ષત્રનો સૂર્ય થાય છે. જેથી ઘઉંના ભાવમાં વધારો થાય.

માહા સુદી ૭ તા. ૨૭-૧-૨૦ મંગળવાર—તિથિક્ષય છે જેથી હિમ પડવાનો ભય ઉત્પન્ન થાય.

માહા સુદી ૧૩ તા. ૨-૨-૨૦ સોમવાર—ધનિષ્ટાનો બુધ થાય છે જેથી ઘોડા વિગેરે પશુઓમાં રોગ ફેલાય.

માહા વદી ૨ તા. ૬-૨-૨૦ શુક્રવાર—ધનિષ્ટા મહા નક્ષત્રનો સૂર્ય થાય છે જેથી સોનું, રૂપું, ત્રાંબુ, પીતળ, લોઢું, જસત, કલાઈ, સીસું, મોતી, અનાજ વિગેરેના ભાવમાં ઘટાડો થાય.

માહા વદી ૩ તા. ૭-૨-૨૦ શનિવાર—કુંભરાશિનો બુધ થાય છે જેથી રૂના ભાવમાં ૫૦ ટકાનો ઘટાડો થાય.

માહા વદી ૭ તા. ૧૧-૨-૨૦ બુધવાર—બુધનો પશ્ચિમમાં ઉદય થાય છે જેથી એક મહીનામાં રૂમાં ૧૫ ટકાનો ઘટાડો થાય, ચાંદીમાં તેજી થાય, અનાજ, ઘી, ગોળ, ખાંડ, સાકર, કપાસ, તલ, તેલ, એરંડા, સરસવ વિગેરેના ભાવોમાં તેજી થાય, અફીણમાં મંદી થાય, રૂમાં ત્રણ દિવસ પહેલાં અથવા તો ત્રણ દિવસ પછી ૧૦ ટકા ઘટાડો થાય.

માહા વદી વદી ૮ તા. ૧૨-૨-૨૦ ગુરૂવાર—કુંભ સંક્રાન્તિનો સૂર્ય થાય છે જેથી જુવાર, બાજરી અને મગના ભાવમાં વધારો થાય.

માહા વદી ૧૨ તા. ૧૬-૨-૨૦ ગુરૂવાર—મકર રાશિનો શુક્ર થાય છે જેથી દરેક જાતના અનાજના ભાવમાં વધારો થાય.

માહા વદી ૦)) તા. ૧૯-૨-૨૦ ગુરૂવાર—શતભિષા મહા નક્ષત્રનો સૂર્ય થાય છે જેથી તલ, કોદરા, ધાવડી વિગેરેના ભાવમાં ઘટાડો થાય. ખર્પર યોગ છે જેથી અનેક પ્રકારના રોગોનો ઉપદ્રવ થાય.

એકંદર સારાંશ—આ મહીનામાં ઘઉં, અડદ, મગ, જવ, ચણા, મસુર, વટાણા, અફીણ, ઘી, તલ, તેલ, અળસી, સરસવ, સુતર, કપાસ, રૂ, કાપડ વિગેરેનો ભાવ તેજ રહેશે અને ચોળા, ચોખા, મકાઇ, જુવાર, બાજરી, મઠ, સિંઘોડાં, ગોળ, સાકર, હળદર, મરચાં, સોનું, ચાંદી, સીસું, કલાઇ, હુંડી, નોટ વિગેરેનો ભાવ મંદો રહેશે.

## જુદી જુદી રાશિનાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષરાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, દ્રવ્ય લાભ ઠીક થશે, સર્વેની પ્રકૃતિ સમાનતામાં રહેશે.

વૃષભ રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સાધારણ ચાલશે, પોતાની પ્રકૃતિ બરાબર રહેશે નહિ; દ્રવ્ય લાભ ઠીક થશે.

મીથુન રાશિવાળાઓને—ધંધો રોજગાર પાછળથી ધીમો પડી જશે, મન ઉદ્વેગમાં રહ્યાં કરશે; પોતાની તથા બાળકોની પ્રકૃતિ થોડી ઘણી બગડશે.

કર્કરાશિવાળાઓને—ધંધો રોજગાર સારો ચાલશે, પરંતુ પૈસા સંબંધી તાણ ભોગવવી પડશે, પોતાની તથા બાળકોની પ્રકૃતિ જોઇએ તેવી રહેશે નહિ.

સિંહરાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, સ્ત્રીની પ્રકૃતિ થોડીઘણી બગડશે; નાણાં સંબંધી સાધારણ છુટ રહેશે.

કન્યારાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ પાછળથી ધીમો પડી જશે, કુટુંબમાં કંઇક ખટપટ ઉભી થશે; સર્વેની પ્રકૃતિ થોડી ઘણી લથડશે.

તુલારાશિવાળાઓને—ઉદ્યોગ સારો ચાલશે, સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે.

વૃશ્ચિક રાશિવાળાઓને—વ્યાપાર પાછળથી સારો ચાલશે, સવેની પ્રકૃતિ સાધારણ રહેશે.

ધનરાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, દ્રવ્ય લાભ ઠીક થશે. ભાઇભાંડુની પ્રકૃતિ જોઇએ તેવી રહેશે નહિ.

મકરરાશિવાળાઓને—ઉદ્યોગ સારો ચાલશે; કુટુંબનું સુખ મધ્યમ રહેશે, પોતાની પ્રકૃતિ તનદુરસ્ત રહેશે.

કુંભરાશિવાળાઓને—ઉદ્યોગમાં કંઇક નુકશાન થશે, મનમાં સંતાપ રહ્યાં કરશે.

મીનરાશિવાળાઓને—ધંધોરોજગાર સારો ચાલશે, પરંતુ અણધાર્યું ખર્ચ આવશે.

## ફાગણ માસ.

ફાગણ સુદી ૨ તા. ૨૧-૨-૨૦ શનિવાર—ચંદ્રદર્શન થાય છે જેથી એક મહીનામાં અનાજમાં તેજી થાય, રૂ અને ચાંદીમાં પણ થોડી તેજી થાય.

ફાગણ સુદી ૫ તા. ૨૪-૨-૨૦ મંગળવાર—શ્રવણ નક્ષત્રનો શુક્ર થાય છે, જેથી રૂ, ચાંદી અને અનાજના ભાવમાં ઘટાડો થાય.

ફાગણ સુદી ૭. તા. ૨૬-૨-૨૦ ગુરૂવાર—મીનનો બુધ થાય છે, જેથી કેસર વિગેરેનો ભાવ તેજ થાય.

ફાગણ સુદી ૧૪ તા. ૩-૩-૨૦ બુધવાર—પૂર્વા ભાદ્રપદ નક્ષત્રનો સૂર્ય થાય છે જેથી ૧૫ દિવસમાં ચણા અને કપાસનો ભાવ તેજ થાય.

ફાગણ સુદી ૧૫ તા. ૪-૩-૨૦ ગુરૂવાર—પૂર્વાષાઢા નક્ષત્ર છે જેથી ચાર માસ સુધી અનાજ વિગેરેના ભાવમાં સાધારણ ઘટાડો થાય.

ફાગણ વદ ૭ તા. ૧૨-૩-૨૦ શુક્રવાર—કુંભરાશિનો શુક્ર થાય છે, જેથી લોકોમાં વ્યાધિ ફેલાય.

ફાગણ વદ ૮ તા. ૧૩-૩-૨૦ શનિવાર—મીન સંક્રાંતિનો સૂર્ય થાય છે, તેમજ બુધ વક્રગતિનો થાય છે, જેથી ઘી, ગોળ,

ખાંડ, સાકર, રૂ વિગેરે મોંઘાં વેચાય, લોકોમાં ઉત્પાતકારક અનેક વ્યાધિઓ ફેલાય.

ફાગણ વદ ૧૧ તા. ૧૬-૩-૨૦ મંગળવાર—ઊત્તરા ભાદ્રપદ નક્ષત્રનો સૂર્ય થાય છે, તેમ જ બુધનો પશ્ચિમમાં અસ્ત થાય છે, જેથી ઘીના ભાવમાં વધારો થાય, રૂમાં ૧૦ થી ૧૫ ટકા જેટલી પહેલાં તેજી અને પાછળથી મંદી થાય, અફીણમાં પહેલાં મંદી અને પછી તેજી થાય.

ફાગણ વદ ૦)) તા. ૨૦-૩-૨૦ શનિવાર—ખર્પર યોગ છે જેથી લોકોમાં અનેક તરેહના વ્યાધિઓ ફેલાય.

એકંદર સારાંશ—આ મહીનામાં ચોખા, મગ, મઠ, બાજરી, મકાઇ, જુવાર, સિંધવ, તલ, તેલ, ગોળ, સાકર, સુતર, રૂ, કપાસીઆ, હળદર, હુંડી, નોટ વિગેરેના ભાવમાં વધારો થાય, ઘઊં, જવ, ચણા, મસુર, વટાણા, લસણ, સરસવ, અફીણ, શેણ, અળશી, જીરૂં, ધાણા, ઊન અને રેશમી વસ્ત્રો વિગેરેના ભાવમાં ઘટાડો થાય.

## જુદી જુદી રાશિવાળાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

મેષરાશિવાળાં મનુષ્યો માટે—વ્યાપાર ઉદ્યોગ સાધારણ રીતે સારો ચાલે, અણધાર્યું ખર્ચ આવે, પોતાની પ્રકૃતિ થોડી ઘણી બગડે.

વૃષભ રાશિવાળાં મનુષ્યો માટે—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, દ્રવ્યલાભ સારો થશે; સર્વેની પ્રકૃતિ આરોગ્યતામાં રહેશે.

મીથુનરાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સાધારણ રીતે સારો ચાલશે, મનમાં સંતાપ રહ્યાં કરશે; દ્રવ્ય સંબંધી તાણ રહ્યાં કરશે, પોતાની પ્રકૃતિ થોડી ઘણી બગડશે.

કર્કરાશિવાળાઓને-વ્યાપાર ઉદ્યોગ પાછળથી નરમ પડી જશે,

કુટુંબમાં સાધારણ સંપ રહેશે, સર્વેની પ્રકૃતિ સાધારણ રહેશે.

સિંહરાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, પોતાની પ્રકૃતિ બરાબર રહેશે નહિ, પ્રવાસ કરવો પડશે જેમાં થોડો ઘણો લાભ થશે.

કન્યારાશિવાળાઓને—ધંધો રોજગાર પાછળથી સારો ચાલશે સ્રીના શરીરે થોડું કષ્ટ ઉત્પન્ન થશે, સ્થલાંતર કરવો પડશે તેમાં લાભ થશે.

તુલા રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સાધારણ ચાલશે, માથે શત્રુ ઉત્પન્ન થશે, પરંતુ તેનો સત્વર નાશ થશે.

વૃશ્ચિક રાશિવાળાઓને—બાળકોને થોડી ઘણી પીડા થશે, વ્યાપાર રોજગાર સારો ચાલશે; નવીન ઉદ્યોગ હાથ આવશે પરંતુ તેમાં જોઇએ તેવો લાભ થશે નહિ.

ધન રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સાધારણ રીતે ચાલશે, દ્રવ્યની આવક ઠીક થશે. સરવેની પ્રકૃતિ સાધારણ રહેશે.

મકર રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, પ્રવાસ કરવો પડશે તેમાં જોઇએ તેવો ફાયદો થશે નહિ, સ્રી તથા બાળકો-ની પ્રકૃતિ જોઇએ તેવી રહેશે નહિ.

કુંભ રાશિવાળાઓને—વ્યાપાર ઉદ્યોગ સારો ચાલશે, દ્રવ્ય લાભ ઠીક થશે, સર્વેની પ્રકૃતિ સ્વસ્થ રહેશે.

મીન રાશિવાળાઓને—દ્રવ્ય લાભ સાધારણ થાય, વ્યાપાર ઉદ્યોગ મધ્યમ રીતે ચાલે, મનમાં ઉદ્વેગ રહ્યા કરે.

# વર્ષાદનો વરતારો.

## કૃતિકા નક્ષત્રનું ફળ.

આ નક્ષત્ર વૈશાખ સુદી ૧૨ તા. ૧૧–૫–૧૯ રવીવારના દિવસે બેસે છે, એમાં ગરમી અતિશય પડશે અને કોલંબો, કોકણ, ધારવાડ તેમજ ગુજરાતના કેટલાએક ભાગોમાં સહેજ છાંટા થશે.

## રોહિણી નક્ષત્રનું ફળ.

વૈશાખ વદી ૯ તા. ૨૪–૫–૧૯ શનિવારના દીવસે આ નક્ષત્ર બેસે છે. એમાંના કેટલાએક દેશોમાં ખંડ વૃષ્ટિ થશે.

## મૃગશિર નક્ષત્રનું ફળ.

જેઠ સુદી ૯ તા. ૭ મી જુન સને ૧૯૧૯ શનિવારના દિવસે આ નક્ષત્ર બેસે છે. એમાં કોકણ, પુના નાશિક, ખાનદેશ, મધ્યપ્રાંત, દક્ષિણ, ગુજરાત તથા કાઠિયાવાડના કેટલાએક ભાગોમાં સારી પેઠે વર્ષાદ થઇ વાવેતરનું કામ ધમધોકાર ચાલશે.

## આર્દ્રા નક્ષત્રનું ફળ.

જેઠ વદી ૮ તા. ૨૧–૬–૧૯ શનિવારે રાત્રિએ આ નક્ષત્ર બેસે છે, એમાં જો કે દરેક સ્થળે વર્ષાદ શરૂ થશે, પરંતુ સઘળી જગ્યાએ એક સરખો ન થતાં કોઇ સ્થળે વધારે તો કોઇ સ્થળે ઓછો થશે, વળી કેટલાએક સ્થળોએ વૃષ્ટિની તાણ પણ રહેશે.

## પુનર્વસુ અને પુષ્ય નક્ષત્રનું ફળ.

આષાઢ સુદી ૮ તા. ૫–૭–૧૯ શનિવારના દિવસે પુનર્વસુ નક્ષત્ર બેસે છે. આ નક્ષત્રમાં સાધારણ રીતે વૃષ્ટિ થશે અને આષાઢ વદી ૮ તા. ૨૦–૭–૧૮ રવીવારના દીવસે પુષ્ય નક્ષત્ર બેસે છે. એમાં પણ ઠીક વૃષ્ટિ થશે.

## આશ્લેષા અને મઘા નક્ષત્રનું ફળ.

શ્રાવણ સુદી ૭ તા. ૩-૮-૧૫ રવીવારના દિવસે આશ્લેષા મઘા નક્ષત્ર બેસે છે, અને શ્રાવણ વદી ૫ તા. ૧૬-૮-૧૫ શની-વારને દીવસે મઘા નક્ષત્ર બેસે છે. આ બન્ને નક્ષત્રોમાં જો કે સારી વૃષ્ટિ થશે, તોપણ કેટલીએક જગ્યાએ વર્ષાદની તાણ રહેશે.

## પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુની.

ભાદરવા સુદી ૫ તા. ૩૦-૮-૧૫ શનિવારની રાત્રે પૂર્વાફાલ્ગુની નક્ષત્ર બેસે છે, એમાં ઘણીખરી જગ્યાએ વર્ષાદ થઈ પાછોતર પાકને ફાયદો કરશે.

## હસ્ત નક્ષત્રનું ફળ.

આસો સુદી ૩ તા. ૨૭-૯-૧૫ શનીવારની રાત્રે હસ્ત નક્ષત્ર બેસે છે, એમાં કેટલીએક જગ્યાએ સાધારણ વર્ષાદ થશે.

## જુદા જુદા યોગો તરફથી વર્ષના ફળનો એકંદર સારાંશ.

ખેતીવાડીના સંબંધમાં વિચાર કરતાં જણાય છે કે આ વર્ષમાં એકંદરે સર્વ સ્થળે સારો વર્ષાદ થવાથી અનાજની નીપજ ઠીક થશે અને તેથી એકાદ, બે વર્ષથી ચાલી આવતી અનાજની મોંઘવારી તથા ઘાસચારાની તંગી દુર થશે. જો કે શિયાળુ પાકને કેટલી એક જગ્યાએ હિમથી નુકશાન થશે પરંતુ એકંદરે ગયાં બે વર્ષો કરતાં આ વર્ષ સારૂં નીવડશે.

જનસુખાકારીના સંબંધમાં વિચાર કરતાં જણાય છે કે ઉનાળામાં તેમજ ચોમાસાની શરૂઆતમાં ગાયો, ભેંસો વિગેરે ચોપગાં પ્રાણીઓનો જેમ ઘણા ભાગે નાશ થશે, તેવીજ રીતે ભાદરવાથી ફાગણ સુધીમાં મનુષ્યોમાં પણ અનેક જાતના ત્રાસદાયક રોગો ચાલશે.

સુતર, સુતરાઉ કાપડ, ઉનનાં કપડાં વિગેરેના સંબંધમાં એકાદ બે વર્ષથી જે તેજી ચાલી આવી છે તેમાં આ વર્ષે ઘટાડો થશે.

ત્રાંબુ, પીતળ, લોખંડ, સીસું વિગેરે ધાતુઓના સંબંધમાં પણ આ વર્ષમાં તેજી કરતાં મંદીના યોગ અધિક છે જેથી તેઓના ભાવમાં ઘટાડો થશે.

ઘઉં, જવ, ચણા, સરસવ, એરંડા, અળસી, તલ વિગેરેના ભાવોમાં વારેઘડીએ વધઘટ થઇ છેવટ મંદીનો યોગ કાયમ રહેશે.

મીલોના શેરોના ભાવોમાં જો કે થોડો વધારો થશે, તોપણ અસલ સ્થિતિએ ન પહોંચતાં મંદીજ કાયમ રહેશે.

વ્યાપારી ચીજોના સંબંધમાં વિચાર કરતાં જણાય છે કેઃ—પરદેશથી આવતી ચીજોના ભાવમાં આ વર્ષમાં કંઇક ઘટાડો થશે, જ્યારે વિદેશ જનારી ચીજોના ભાવોમાં કંઇક વધારો થશે.

જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણે એકંદરે વિચાર કરતાં તો જણાય છે કે આ વર્ષ ગયા બે વર્ષો કરતાં દરેક વાતે સારૂં નીકળશે, પછી તો જેમ બને તેમ ખરૂં. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે;—

" तत्त्वं चात्रेश्वरोवेत्ति नाहंवेद्मि कदायन " ॥

ખરી વાત શું છે તે માત્ર એક ઇશ્વરજ જાણે છે, આપણે કદી પણ તેને જાણી શકતા નથી. ॥ इति शिवम् ॥



**અનંતરંગ**—અથવા રસિક રંગવિલાસ. આ પુસ્તકની રચના કોકશાસ્ત્ર રતિવિલાસ અને અનંત રંગ જેવા પ્રાચીન પુસ્તકો ઉપરથી થઇ છે. સ્ત્રી પુરૂષો વાંચી શકે તેવું સરળ છે. આ પુસ્તકમાં ઘણા પ્રયોગો છે અને તે બધા નીતિને માર્ગે દોરાવનારા, લાંબુ આયુષ્ય આપનારા, જીવનને વધારનારા, યુવાન સ્ત્રીપુરૂષોના શારીરિક ધર્મ પ્રધાન રાખી ચર્ચાવેલા છે. કિંમત માત્ર ૧૨ આના.

**આર્ય ઈંદ્રજાળ**—આમાં પરચુરણ પરચુરણ બધા વિષયે આપેલા છે. જેવા કે મંત્ર—તંત્ર, હાથચાલાકી, મોહિની, મારણ, જાદુના ખેલ, તાવિત, જ્યોતિષ, વૈદ્ય, સ્વપ્નવિચાર, સામુદ્રિક વગેરે છે. કિં. ૧ રૂ.

**કૌતુકરત્નભાણ્ડાગાર**—(બૃહત ઇંદ્રજાળ) મારણ, મોહન, ઉચ્ચાટન, વશીકરણ, મંત્ર, તંત્ર તથા બીજા અનેક વિષયના ૧૧૩૪ પ્રયોગો છે, સાથે કાર્યસિદ્ધિ કરવાવાળા કાળી, ભૈરવ, ભૂવનેશ્વરાદિ ઇષ્ટદેવોનાં ૧૬ ચિત્રો છે. ( हिन्दी भाषामां ) કિં. ૧। રૂ.

**કૌતુક પચીસી પેટી**—આમાં જાદુના હેરત પમાડે તેવા ૨૫ ખેલો તેની સંપૂર્ણ માહેતી સાથે આપેલા છે. મીજલસ અગર મંડળીમાં કરી શકાય તેવા બધા ખેલો છે. કિ. ૧૦ આના.

**કૈનબાજી**—આમાં રમવાનાં ૫૨ પાનાના ઠગબાજીના જુદા જુદા ખેલો તેમની સંપૂર્ણ માહેતીથી આપેલા છે. પત્તાનાં ખેલોનું આ ઉત્તમ પુસ્તક છે. કિ. ૪ આના.

**વ્યાપાર શિક્ષક**—(વેપાર શીખવનાર સાચો સલાહકાર) એકજ હાથે સો પચાસ વેપાર કરનાર સારૂ આ પુસ્તક વાંચવાની ખાસ જરૂર છે. પાકું પુઠું કિમત. ૧॥ રૂ. પો. ૦—૪

મળવાનું ઠેકાણું:—**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર,**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**